# ગઉસુલ આજમ

હજરત

# મ્હોટા પીરનું જીવનચરિત્ર.

લેખક અને પ્રકાશક:-

લવજી જીણા માસ્તર

મછોદરી—બનારસ.



આવૃત્તિ પહેલી ]   [ પ્રત ૧૫૦૦



કિંમત ૦-૮-૦

લવજી જીણા માસ્તર.

મરચંટ અને કમીશન એજંટ

બનારસ સીટી.

# ગઉસુલ આઝમ

હજરત

## મ્હોટા પીરનું જીવનચરિત્ર.



લેખક અને પ્રકાશકઃ—

લવજી જીણા માસ્તર

મછોદરી—બનારસ.

આવૃતિ પહેલી,  નકલ, ૧૫૦૦.





કીંમત ૦-૮-૦



PRINTING
*WITH QUALITY*

GOOD TYPOGRAPHY
EASY TO READ
CLEAR PRESSWORK
GOOD COLOUR.
A. P. PRESS.
*AHMEDABAD.*

વકીલ પઠાણ નુરખાન અમીરખાને અમદાવાદમાં
મીરજાપુર રોડ-વુડલેન્ડ બંગલામાં આવેલા પોતાના
ધી "અમરસીંહજી" પ્રી. પ્રેસમાં છાપ્યું.





# પ્રસ્તાવના.



સૂર્યને ઓળખાવવાની જરૂર રહેતી નથી તેમ જ આવાં પૂસ્તકોને પ્રસ્તાવનાની જરૂર રહેતી નથી.

માહાન પુરૂષોનાં જીવનચારિત્રોથી સમાજને, મ્હોટો લાભ થાય છે એમાં તો બે મત છેજ નાંહ. તેમાં પણ જનાબ ગફુરૂલ આજમ જેવા મહાન પુરૂષ કે જેમના જીવનથી લાખો મનુષ્યો પોતાના ખરા રસ્તાને ઓળખી શકયાં છે આવા માહાત્માનું જીવન પ્રજાને ઉપયોગી થઇ પડે તેમાં તો સંશયજ શાનો ?

ઇ. સ. ૧૯૨૧ અકટોબર મહીનામાં હું કરબલા શરીફ ગયો ત્યારે ત્યાંથી બગદાદ શરીફ ગયેલો જ્યાં માહાત્મા સંબંધી તજવીજ કરતાં એક આરબ ગૃહસ્થ જેઓ મુંબઇમા બહુવાર ઘોડા વેચવા આવેલ, તેમણે મને હઝરતના જીવન સંબંધી કેટલીક ટુંકી નોંધ કરાવી, તેમજ કલકત્તામાં મહમદી નામનું દૈનિક પત્ર બંગાલી ભાષામાં નિકળે છે તેની ઓફીસમાંથી જનાબના જીવન ચરિત્રનું એક નહાનું પુસ્તક મને મળ્યું. આ સૌ સાધનોના આધારે આ નિબંધ લખેલો છે. મીંડા કરતાં એકડાની કિંમત અનંત ગણી અધીક છે તેમ ગુજરાતી માં જનાબની જીંદગીથી જાણીતા થવા માટે કાંઇ સાધન નથી ત્યા માહારી મહેનત કાંઇક પણ ઉપયોગી તો જરૂર થઇ પડશે એમ માહારૂં માનવું છે

બગદાદ શરીફની પૂર્વમાં યુફ્રેતીસ નદીના કિનારા ઉપર આશરે ચાર માઇલ દૂર એક વિશાળ મેદાનમાં જનાબને રોજો મુબારક છે તેમાં બહુ વિશાળ જગો રોકેલી છે. બરાબર વચ્ચે જનાબની તુરબત છે જેની આસપાસ દીવાલો ઉપર પાક કલામે શરીફની આયતો સોનેરી અક્ષરથી કોતરેલા છે. તુરબત ઉપર ઘણીજ કિમતી ચાદરો ઓઢાડેલી છે અને તુરબતવાળા ઓરડાને કાચના તખતાથી ખુબ શણગારેલો છે. ઓરડામાં દાખલ થવાના દરવાજા સુંદર લાકડાના નકશીદાર બનાવવામાં આવેલા છે. ઉત્તર વિભાગમાં એક કબરસ્તાન છે અને દક્ષિણ તરફ એક ઘડીઆળવાળો મિનારો છે. જનાબના રોજા મુબારકને બે ગુંબજ છે. ચોગાન ફરતી એકી ઇમારત છે તેમાં જાત્રાળુઓ ઉતરે છે. આ જગોની તેમજ રોજા મુબારકમાં જે ભેટ મુકાય છે તેની આવકમાંથી દીવસમાં બે વાર ગરીબોને રોટલી વહેંચવામાં આવે છે.

વાંચનાર, હાલ બગદાદનો રસ્તો અજાણ્યો નથી રહ્યો છતાં ખુલાસો લખવો જરૂરનો સમજું છું કે મુસાફર મુંબઇ કે કરાંચીથી બ્રીટીશ ઇંડીયાની સ્ટીમરમાં બેસી ૫-૬ દિવસમાં બસરા જાય છે બસરા સુધી ત્રીજા કલાસનું સ્ટીમર ભાડું ખોરાક સિવાય મુંબઇથી રૂ. ૩૦ અને કરાંચીથી રૂા. ૨૫ બેસે છે. બસરાથી બગદાદ શરીફ રેલવે રસ્તો ૩૫૪ માઇલ છે. દર માઇલે એક આના પ્રમાણે રેલવે ભાડું પડે છે અને આશરે ૩૬ કલાકમાં પોંચાડે છે. આ રેલવે મીટર ગેજની છે.

બનારસ મછોદરી,<br>
તા. ૧૬-૮-૨૨

લવજી જીણા માસ્તર.



# ગઉસુલ આજમ

## હજરત

# મ્હોટા પીરનું જીવનચરિત્ર.

### જન્મ.





જયારથી ઈરાનમાં ઈસ્લામનું સ્થાપન થયું ત્યારથી ઇસ્લામનું ગૌરવ કોઈ જુદીજ જાતથી દેખાવા લાગ્યું છે. ઇરાનના અસલી વતનીઓ મૂળમાંથી ચતૂર અને બુદ્ધિશાળી હતા અને પુર્ણ સ્વરૂપથી બુધ્ધિની ખીલવણી કરનારો ઇસ્લામ ધર્મ તે લોકોએ સ્વિકાર્યો એટલે બહુ થોડી મુદતની અંદર ઈરાનના લોકોની બુદ્ધિનો પ્રભાવ દુનિઆમાં જાણીતો થવા લાગ્યો. તેમાં પણ તત્વજ્ઞાન ચિંતક મહાપુરૂષો માંહેના ઘણાઓ ઇરાનમાંજ પ્રસિદ્ધ થયેલા છે.

ઈરાનની અંદરના જીલાન ( ગીલાન )* નામના ગામડામાં

* ઇરાનમાં તબ્રીજ પાસે આ નાનું ગામડું છે. અસલ નામ ગીલાન છે પણ એરેબીકમાં " ગાફ " મૂળાક્ષર ન હોવાથી જીલાન નામથી ઓળખાયું છે.

સુવિખ્યાત સૈયદ વંશની અંદર અબૂસાલેહજંગી નામના એક મહાપુરૂષ હતા. આ ગૃહસ્થ ફક્ત પરવરદિગારની બંદગી કરવામાંજ પોતાનો સમય વ્યતિત કરતા હતા. પોતે શરીર બળમાં પણ વીરપુરૂષ હતા. કારણ બ્રહ્મચર્ય પાળવામાં જે પુરૂષ સંપૂર્ણ કાળજીવાળો હોય છે તેનું તેજ કોઇ જૂદીજ જાતનું હોય છે. અખૂટ ધીરજ અને મહાન બુદ્ધિશાળી તરીકે સૈયદ સાલેહ જંગી તે સમયમાં ઇરાનમાં પ્રખ્યાત હતા. એક મહાન સાધુ પુરૂષ, તેમજ મહાન ચારિત્રશાળી તરીકે તે સમયના ત્યાંના લોકો તેમના ઉપર અથાગ મહોબત રાખતા હતા. પોતાની સંસારીક સ્થીતિ વખાણવા જેવી નહોતી એટલે પોતે જરા તંગ હાલતમાં દિવસો પસાર કરતા હતા. એ તો સંસારનો એક મહા નિયમ છે કે જે પુરૂષો પરવરદિગારનેજ ચાહનારા છે તેમની સંસારીક હાલત બહુજ કફોડી હોય છે. જનાબ રસૂલે ખુદા, હજરત મૌલાના અલી, જનાબ ઇમામ હસન અને હુસેન, વગેરેની સંસારીક અવસ્થાથી વાંચક સારી રીતે વાકેફ હોવા જોઇએ.

સૈયદ અબુસાલેહ જંગીની સાધ્વી સ્ત્રીનું નામ ફાતેમા કરીને હતું. તેમના પિતા જનાબ અબ્દુલ્લા પણ પવિત્ર સૈયદ વંશી ઓલાદના હતા અને તે સમયમાં એક પ્રખ્યાત મહાપુરૂષ તરીકે પુજાતા હતા. પોતાની એકની એક પુત્રીને લાયક મહાપુરૂષના હાથમાં આપી પોતે ચિંતાથી મુક્ત થઇ પરવરદિગારની બંદગી કરવામાં દિવસ નિર્ગમન કરવા લાગ્યા.

સતિ સ્ત્રીને પોતાનો પતિજ સર્વસ્વ છે. સંસારમાં આવી સ્ત્રીઓનું અંતઃકરણ નિરંતર પોતાના પતિ સિવાય બીજી કલ્પના પણ કરી શકતું નથી. પતિના જીવન સાથે પોતાનું જીવન એકત્ર થયેલું સમજે છે. આવી સાધ્વી ફાતિમા પોતાના સ્વામીના ઘરમાં પરમ શાંતિથી રહેવા લાગી સ્વામિ સ્ત્રિ, બેઉ પરવરદિગારની ભક્તિમાંજ દિવસ નિર્ગમન કરનારાં હોવાથી પરમ સંતોષી હતાં અને સંતોષી માણસોને સંસારીક દારિદ્રતાનું કષ્ટ અસર કરી શકતું નથી. થોડા દિવસ પછી આ સાધવી સ્ત્રીને એક દિકરાનો જન્મ થયો અને કન્યા ત્રણેક વર્ષની થવા બાદ હીજરી ૪૭૧ માં પુત્રરત્ન સાંપડયું આ નામવંત પુરૂષનું નામ અબદુલ કાદીર હતું.

થોડો સમય જવાબાદ એક બીજા દીકરાનો જન્મ થયો અને કેટલાંએક વર્ષો પછી આ બે દીકરા અને એક દીકરી એમ ત્રણ સંતાનોની સંભાળ સાધવી ફાતેમાને સોંપી સૈયદ અબુ સાલેહ આ ફાની દુનિયાનો ત્યાગ કરી ગયા. સૈયદ સાહેબની વિધવા ફાતેમા ખાતૂન તદ્દન આશ્રય વગરની થઇ પડી. ગરીબ સંસાર તેમાં ત્રણ સંતાનોનું પાલણ પોષણ કરવાનો ભાર એક માત્ર વિધવા સ્ત્રીના ઉપરજ આવી પડે એ કરૂણાજનક તો કહેવાય. અલબત આ વખતે ફાતેમા ખાતુનના પિતા હયાત હતા પણ તેઓ સંસારની જંજાળ ઉપર બહુજ થોડું લક્ષ આપતા હતા એટલે આ ગરીબ પરિવારનો વ્યવહાર ઘણાજ કષ્ટથી ચાલવા લાગ્યો

મુસલમાન લોકો સૈયદ વંશનાં સંતાનોને ઘણીજ માનની દ્રષ્ટિથી જૂએ છે અને બાળ સંતાન અબ્દુલ કાદીરનાં માતા પિતા એક આ પવિત્રતાથી પવિત્ર હતાં; એટલે વતનનાં તમામ માણસો આ પરિવાર ઉપર બહુ સ્નેહ રાખતાં હતાં. સૈયદ સાહેબનું મરણ થવાથી આશ્રયરહિત થઇ પડેલ ફાતેમા ખાતુન તથા તેણીનાં બાળસંતાનોના નિર્વાહ માટે ઘટતો બંદો બસ્ત કરવા માટે લોકો વિચાર કરવા લાગ્યા. ઉત્તમ કુળના બાળ સંતાનનું રક્ષણ કરવા માટે સૌ કોઇએ પોતાનો હાથ ઘટતી રીતે લાંબો કીધો.

પણ ફાતેમા ખાતુન પારકી મહેરબાની ઉપર જીવનનિર્વાહ કરવાનું બીલકુલ પસંદ કરતી, નહોતી. આવા વ્યવહાર ઉપર તેમને બહુ તિરસ્કાર હતો. આવા પ્રકારની અપમાનીત રોટલી કરતાં ફકત એકજ વખત આહાર કરી જીવન સમાલી રાખવાનું તેઓ વધારે પસંદ કરતાં હતાં. તેઓ મનમાં, મનમાં બોલતાં હતાં કે:—" ગરીબાઇ ખુદાને વહાલી છે એ ખરૂં પણ આ વાકય એક વિધવા સ્ત્રી માટે બંધ બેસતું નથી. જોકે એ સત્ય છે કે પરવરદિગાર જેનો માન મરતબો મ્હોટો કરવા ચાહે છે તેને અનેક પ્રકારનાં કષ્ટોમાં નાંખી તેના અતઃકરણને પરવરદિગાર શુધ્ધ કરે છે. આવાં કષ્ટો સહન કરવાથીજ મહાન પુરૂષોએ પોતાની જીવન જાત્રા પુરી કરેલી છે. જનાબ રસુલે ખુદા હઝરત અલી અલેહીસ્સલામ અને તમના બાહાદૂર પુત્રોએ ઉઘાડી સાબીતીઓ છે. વિલાસ વાસના કે મોજ શોખમાં ઉછરેલાઓ આવી મ્હોટાઇ મેળવી શકતાજ નથી. તેઓ ભુખ્યાના ભુખની કે દુઃખીના દુઃખની કિમ્મત સમજી શકતાજ નથી.

આવા આવા વિચાર કરીને ફાતેમા ખાતુન પોતાના મનને ધીરજ આપતાં કે મ્હારો અબદુલ કાદીર જન્મતાં વાંતજ આવાં કષ્ટમાં ઉછરે છે તેમાં પરવરદિગારનો કાંઇક આવો ભેદ કાં ન હોય ? એટલાજ માટે માહારા પુત્રની બાળ ઉમ્મરમાંથીજ પરવરદિગારે ચૂટણી કરેલી હોવી જોઈએ. આવા મહાન વિચારો કરતી આ સાધવી સતિ દુઃખના દિવસોમાં સુખના ચંદ્રમાને જોવા લાગી અને પોતાને પરિ-વાર સહિત જે સ્થીતિમાં પરવરદિગારે હાલ મૂકી છે તેમાં સંતોષ માનવા લાગી. આવા આવા મહાન વિચારો કરીને ઘણીવાર લોકોની મદદને માનસહિત આ સાધવી સતિએ અસ્વિકાર કરી પાછી વાળી હતી. કોઇની પણ પાસે આ મહાન સતિએ પોતાનું દુખ દર્શાવ્યું નહોતું, એટલુંજ નહિ પણ કોઇ, પોતાની સ્થીતિના સમા-ચાર લેવા આવતું તો ઘણુજ આનંદ સાથે પોતાને સુખી હાલતમાં દેખાડતી. ઘરમાં બેસીને શારીરીક પરિશ્રમે કરીને જે કાંઈ કમાતી તેનાથી બહુ કરકસરે પોતાનો નિભાવ ચલાવતી હતી. પોતાને જમ-વાની જોગવાઇ ન થઇ તો સંતાનોને ખવરાવી ને ચલાવી લેતાં પણ કોઇની મદદ લેવાનું તેણી પસંદ કરતી નહોતી.

અરબી ઇતિહાસ કારો સૈયદ અબુ સાલેહ જંગીની વંશાવળી નિચે પ્રમાણે આપે છે.

અબદમન્નાફ.
|
હાસેમ.
|
અબદુલમુતલીબ
|
અબુતાલીબ.
|
હજરત અલી અલેહીસ્લામ
|
ઇમામ અબુ મહમદ અલ હસન
|
હસનેલ મુસન્ના
|
અબ્દુલ્લાહેલમહજ
|
મુસવજુન
|
અબદુલ્લા
|
મુસા
|
દાઉદ
|
મોહમ્મદ
|
ઇયાહયાજજાહેદ
|
આબિ અબદુલ્લા
|
અબુ સાલેહ જંગી
|
મોહીયુદીન હજરત અબદુલ કાદેર જીલાની.

# બાળ મહત્તા અને બાળ વય.



એવું કહેવાય છે કે જનાબ અબ્દુલ કાદિરનો જન્મ થવા પછી કેટલાક દિવસે રમજાન માસ શરૂ થયો. એટલે આ બાળ સંતાને ધાવણ છોડી આપ્યું, આખો દિવસ કાંઇ પણ મોંમાં દાખલ થવા દેતા નહિ. સંધ્યા સમયે રોઝા છોડવાનો સમય થતાં ધાવવાનું શરૂ કરતા રાત્રીમાં ત્રણ ચાર વખત ધાવતા અને સવાર થતાં પાછું બંધ કરી દેતા. દૂધ પીતું બાળક આખો દિવસ રોઝો રાખે છે આવી વાત ચારે તરફ ફેલાઇ ગઇ અને હજારો લોકો આ બાળક સંતાનનાં દર્શન કરવા આવવા લાગ્યાં; અને નજરે નજર સત્ય હકીકત જોઇને એક અવાજે કહેવા લાગ્યાં કે આ બાળ સંતાન કોઇ મહા પુરૂષ થશે. આખરે રમજાન માસ પુરો થયો ઇદના પહેલાંના એક દિવસે આકાશ વાદળાંથી ઘેરાઇ ગયું. ચંદ્ર દર્શન થવાનો કાંઇ ઉપાય ન રહ્યો, ઇદના દિવસે સવારના સેંકડો માણસો સૈયદ સાહેબના મકાન ઉપર એકઠાં થયાં અને જોયું કે બાળક ખુશીથી દૂધ પીએ છે એટલે લોકોએ તે દિવસે ઇદ હોવાનું કબૂલ કરી લીધું.

શુદી પક્ષના ચંદ્રની પેઠે જનાબ અબદુલ કાદીર વધવા લાગ્યા. એમના શરીરની કોમળતા, તેજસ્વી કાન્તિ, સુંદર ચહેરો અને સરળ પ્રકૃતિ તેમજ તીવ્ર બુદ્ધિ અને સત્યપ્રિય સ્વભાવ જોઇને લોકો મુગ્ધ થઇ જતા હતા.

વિદ્યા શિક્ષણના માટે; ઇરાનમાં તે સમયમાં બહુ સારાં સાધનો હતાં. ફારસી જેવી ખેડાયેલી ભાષામાં સાહિત્યનું સુંદર શિક્ષણ આપવામાં આવતું હતું. આપણા બાળ વિદ્યાર્થીને તેમનાં સાધ્વી માતુશ્રીએ એક સ્થાનિક મકતબમાં વિદ્યાશિક્ષણ માટે મોકલ્યા. થોડાજ સમયમાં આ નવિન બાળક પોતાના શિક્ષક તેમજ બાળ સહચરોની અથાગ પ્રીતિ સંપાદન કરી શક્યા. અબ્દુલકાદરે પ્રથમ પાક કુરાને શરીફ કંઠસ્થ કીધું. તે પછી બીજા વિષયોને હાથ લગાડયો.

પુત્રનાં લક્ષણ પારણામાંથીજ જણાય છે. 'મહાપુરૂષોનું બાળ જીવન પણ અલૌકીક હોય છે. આ અલૌકિક બુદ્ધિશાળી બાળક પોતાના

શિક્ષણમાં ચમત્કારી રીતે આગળ વધતાં વધતાં કેટલીક મુદતે ઉચ્ચ શિક્ષણના અધિકારી થયા. પોતાના વર્ગમાં બીજા બાળકોથી ઉંચો નંબર રાખતા, અને સાથે શીખનારાઓ સાથે બહૂજ પ્રીતીથી વરતતા હતા. મકતબમાંથી છુટી થતાં બીજા વિદ્યાર્થીઓ રમત ગમત માટે દોડી જતા જ્યારે આપણા મહાન અબ્દુલ કાદિર ગંભીર ચહેરે સીધા મા પાસે આવતા. ગમે તેટલો આગ્રહ હોવા છતાં પોતે રમવામાં શામીલ થતા નહોતા. એમને વારંવાર એવા ભણકારા થયા કરતા કે કેમ જાણે કોઇ આવાજ કરી કહેતું હોય કેઃ—"ખબરદાર, દુનિયાની માયામાં ન ફસાતો, તારી પેદાશનો હેતુ કોઇ જૂદોજ છે" આવો ભણકારો અનુભવીને બાળક અબ્દૂલ કાદર વિહ્વળ ચિતે ઘરમાં આવતા રહેતા. આ ભણકારા ક્યાંથી આવે છે તે તેઓ સમજી શકતા નહોતા એટલે માતાજીની શાંત કોટડીમાં આપ તેનોજ વિચાર કરતા હતા. આવી સ્થીતિના બાળકોનું મન રમતમાં કેમ લાગી શકે ?

એવું કહેવાય છે કે જનાબની ૧૦–૧૨ વર્ષની ઉમ્મર થઇ અને પોતે મકતબમાં જતા હતા ત્યારે રસ્તામાં કેટલાએક અજાણ્યા મદદગારો તેમની સાથે થતા હતા અને મકતબ સુધી તેમને મુકી કલાસના બાળકોને એવું કહેતા હતા કે "વલી અલ્લાહને જગો આપો" આ સઘળા અપરિચિત સહાયકો બાળ અબ્દુલ કાદરના ગુણ ઉપર મોહિત થઇ પડયા હતા. તેઓ બાળકના ઉપદેશપુર્ણ નમ્ર મધુર વાક્યો સાભળવાને બહુ આતૂર રહેતા. આ ઘટના માટે બહુ માણસોની માન્યતા હતી કે એ અપરિચિત સાહાયકો કોઇ દૈવિક સત્વ હતા. ભવિશ્યના મહાપુરૂષના ગૌરવ માટે તેઓ મનુષ્ય દેહમાં તેમની સાથે રહેતા હતા. આના પ્રમાણ માટે કોઇ કોઇ લખનારા એમ પણ લખી ગયા છે કે "એક દિવસે કોઇએ તેમને પૂછ્યું કે આપ ખુદાના વલી કયારથી થયા છો? તેમનો જવાબ આપતાં જનાબે કહ્યું કે "મ્હને તેની કાંઇ ખબર નથી પણ જ્યારે માહારી ઉમ્મર બાર વર્ષની હતી ત્યારે મકતબમા ફીરસ્તાઓ મને વલીઅલ્લાહ તરીકે કહેતા હતા."



# ચડતુ શિક્ષણ.



## બગદાદ જવાનું કારણ.



મહાન પૂરૂષોની મહત્તાનાં લક્ષણ બાળ વયમાંથીજ ઓળખી શકાય છે. જનાબ અબ્દુલકાદર બાળ વયમાંથીજ ઇલમના વધારે શોખીન હતા. જે પોતે નહિ જાણતા હોય એવો કોઈ વિષય બીજા કોઇ પાસે સાંભળે તો તુરત તે વિષય શિખવા માટે પોતે તત્પર થઈ જતા હતા. તેમાં પણ ધર્મ સંબંધી બાબતમાં ઉંડા ઉતરવાનો પોતાને અથાગ પ્રેમ હતો અને તે પ્રેમ જેમ જેમ વધતો ગયો તેમ તેમ તે વિષયના પોતે વધારે અધિકારી બનતા ગયા. આ સ્થુળ શરીર શું છે, તેમાં કર્ત્તા તરીકે કોણ દોરી ચલાવી રહેલ છે ભલાં બૂરાં કામની જોખમદારી કોની છે "હું" એ સર્વનામ કોને લાગુ પડે છે, રૂહ જેવા તત્વનો ભેદ જાણી શકવાનાં સાધનો શું શું હશે, વગેરે બાબતો ઉપર ગંભિર ચિંતા કરતું મન નવું જ્ઞાન મેળવવા માટે આકુળવ્યાકુળ થવા લાગ્યું.

"મરદાને ખુદા ખુદા ન બાશન્દ
વલેકિન ઝ ખુદા, જુદા ન બાશન્દ"

આવા ફારસી શ્લોકોએ ઉંચું જ્ઞાન મેળવવા માટે જૂવાન વિદ્યાર્થીને અધીરા કરી મૂકયા હતા. પોતાના વતનમાં મકતબનું શિક્ષણ પૂરૂં થઇ ચૂકયું હતું. ઉંચું શિક્ષણ ગૃહણ કરવા માટે શકિતઓ લાયક થઇ ગયેલી હતી. પોતાના વતનમાં આ ભૂખ પૂરી થાય તેવું કાંઈ સાધન નહિ હતું એટલે આવા પ્રકારની ભૂખનો ખોરાક કયાં જઇને સંપાદન કરવો તેના માટે રાત દિવસ ચિંતા કરતા હતા. આવો વિચાર કરતા કરતા આપણા જૂવાન વિદ્યાર્થી એક વખત પ્રકૃતિદેવીની શોભાનું નિરીક્ષણ કરવાને ગામની બહાર જંગલમાં નીકળી ગયા હતા. સૂર્ય અસ્ત થવાની તૈયારીમાં હતો, પક્ષીઓ સુંદર સ્વરથી ગાન ચલાવી રહ્યાં હતાં. આ સઘળું આનંદ દાયક દ્રશ્ય જોતા જોતા જનાબ અબદુલ કાદિર ફરતા હતા એટલામાં

એક નાહનો વાછડો જંગલમાં ચરતો નજરે પડયો. બાળ સ્વભાવ જરા ઉછળતા પાણીના મોજા જેવો હોય છે. અબ્દુલ કાદર વાછડાનું પૃછડું પકડી એકદમ પીઠ ઉપર થપાટ મારીને તેની પાછળ દોડયા. આગળ વાછડો ને પાછળ પોતે. એમ દોડી દોડી થોકી ગયા એટલામાં એક અચાનક અવાજ કાનપર સંભળાયોઃ-" અબ્દુલ કાદર, તમો આ કામના માટે નથી પેદા થયા. જે પરવર દિગારનો બંદો છે તે તેનીજ શોધમાં દોડે છે. નહિં કે એક અજ્ઞાન બળદની."

આ સાંભળતાં બાળકનું હૃદય થરથર કાંપવા લાગ્યું. મનમાં બહુ વિચાર કરવા લાગ્યા. ઉપર્યુક્ત વિષય સમજવાની શક્તિ પ્રાપ્ત કરી ચૂકયા હતા. તુરત ચેતી ગયા કે આ ગેબી અવાજ છે. માહારે જરૂર કાંઇક ગંભિર વિષય સમજવાનો છે. એવું કહેવાય છે કે આ દિવસ બરાબર હજનો દિવસ હતો મેદાનમાં એક પગે ઉભા રહી પરવરદિગારનું ચિંતન કરવા લાગ્યા. એવામાં એક અલૌકિક દ્રસ્ય પોતાની આંખથી જોયું. " બહુ દૂર અરફાતના મેદાનમાં લાખો લોકોને એક સફમાં ઉભેલાં જોયાં."

કયાં મક્કા શરીફ અને કયાં ઈરાનનું જીલાન ગામડું !

આ દર્શનથી અબ્દુલ કાદિરના અંતઃ કરણમાં એક અલૌકિક ભાવના ઉત્પન્ન થઈ. પરવર દિગારના ચિંતનમાં મન વ્યાકુળ થવા લાગ્યું. સંસારની સઘળી ચિંતાઓ વેગળી થઈ પડી. એવો શું ઉપાય શોધવો કે જેનાથી આ ભેદ જાણી શકાય તેની ચિંતામાં બેભાન જેવા થઇ ગયા. સંસારનો માયાવિ તમાશો તેમને વિચિત્ર સમજાવા લાગ્યો. અંતઃકરણમાં નવીન પ્રકાશ પ્રગટ થયો. જે અસાધ્ય સાધન છે તેના રસ્તાનું ભાન થવા લાગ્યું અને પોતાને ખાત્રી થઈ કે ઉપર્યુક્ત જ્ઞાન સિવાય આ માર્ગની મુસાફરી થઇ શકેજ નહિ. વિદ્યા સિવાય આ કાર્યનો બીજો ઉપાયજ નથી.

એટલે બાળ અબ્દુલ કાદિર વ્યાકુળ ચિત્તથી પોતાની મા પાસે આવ્યા અને કહ્યું કેઃ—' મા, મને પરવર દિગારના માટે વકફ કરી આપ હું તેને મેળવવાના રસ્તા તરફ આગળ વધીશ. "

સાધવી માતા ઉમ્મુલખેર ફાતિમા દીકરાના આ બોલનો મર્મ સમજી શકયાં નહિ અને કહ્યું કે " તું શું કહે છે બેટા, જરા

ખૂલાસાથી બોલ ” તરતજ જનાબ અબ્દુલ કાદિરે બળદ દોડાવતી વખતની અલૌકીક વાણીઃસંબંધી થયેલી હકીકત માને કહી અને કહ્યું કે ઉંચી કેળવણી માટે હું રાજધાની બગદાદમાં જવા ચાહું છું.

તે સમયમાં બગદાદ શહેર ઇસ્લામી સલ્તનતનું પાયતખ્ત હતું. તેના તે સમયના ગૌરવનો મુકાબલો હાલના ક્યા શહેરની સાથે કરવો તે કહી શકાતું નથી. અબ્બાસ વંશી ખલીફાઓએ બગદાદને દુનિયાનું એક નમુનેદાર શહેર બનાવેલું હતું. શીલ્પ શાસ્ત્રમાં ઇસ્લામી કારીગરોએ દુનીયામાં ઉંચું સ્થાન મેળવેલું હતું સમૃદ્ધિશાળી પ્રજા વિષયવૈભવમાં પણ આગળ વધેલી હતી. આ નમૂનેદાર નગરી વિષયવૈભવ શોભા સંપદ તેમજ જ્ઞાન વિજ્ઞાનમાં દુનિઆમાં શ્રેષ્ટ મનાતી હતી. મુસલમાનો સભ્યતા અને વિવેકમાં ઉચ્ચ સ્થાન ભોગવતા હતા. ધર્મશિક્ષણ લેવા માટે બગદાદમાં બહુ મોટાં સાધનો હતાં. ગણિત, ન્યાય, દર્શન, વિજ્ઞાન વિગેરે વિષયોનું શિક્ષણ લેવા માટે બહુ દૂર દેશોથી જુદી જુદી જાતના વિદ્યાર્થીઓ બગદાદ આવતા હતા. ખ્રિસ્તિ, યાહુદી અને પારસી વિદ્યાર્થીઓની બહુ સંખ્યા બગદાદમાં શીખવાને જતી હતી. આપણા ઉત્સાહી વિદ્યાર્થી અબદુલ કાદિર બગદાદ જવાને તૈયાર થયા.

માતા ફાતિમા ખાતુન પણ સૈયદની પૂત્રી હતાં. ધર્મ પ્રીતીમા તે પણ તેવીજ હતી. પોતાના પુત્રની આવી ઇચ્છા જાણી તેણી બહુ ખુશી થઈ અને પુત્રને બગદાદ જવાની ઘણી ખુશીથી રજા આપી. હદિસ શરીફમાં કહેલું છે કે “ ઇલમે ખુદાને મળવાનો માર્ગ છે ” એટલે ધર્મ પ્રિય માતાએ પુત્રના આ વિચાર સામે જરાએ વાંધો લીધો નહિં. મરહુમ સૈયદ સાહેબ મરતી વખતે ૮૦ દીનાર રાખી ગયા હતા તે અત્યાર સુધી સાધવી ફાતેમા ખાતુને સાચવી રાખેલા હતી.

આ વખતે દીકરાના વિદ્યા શિક્ષણ માટે તે બહાર કહાડીને અબ્દુલ કાદિરને અર્પણ કીધી. અબ્દુલ કાદિરને એક નહાનો ભાઈ હતો એટલે પીતાની સંપત્તિમાં તેનો પણ અર્ધ હક ગણીને ચાલીશ દીનાર પોતે લીધા. માતાએ આ ચાલીશ દીનાર અંગરખાની અંદરના નિચેના ભાગમાં કપડાંની થેલી સ્વરૂપ સીલાઇ કરી આપ્યા. બાળક હસતે મુખડે બગદાદ તરફ જવાને તૈયાર થયો.

જતી વખતે પોતાના કલેજાના ટુકડા સ્વરૂપ પુત્રને માતાએ રજા આપતાં આપતાં સજળ નયને કહ્યું કેઃ—" દીકરા, હમેશાં સત્ય વાત કહેજે. કોઈ પણ કાળે જીવ જતાં પણ મિથ્યા કહીશ માં. મ્હારો આ એક ઉપદેશ તું ગ્રહણ કરજે. જા દિકરા, ખુદા તહારૂં રક્ષણ કરશે. "

જનાબ અબ્દુલ કાદિર સત્યજ બોલનારા હતા તો પણ માતાના ઉપદેશને પોતાના સૌભાગ્યનું મૂળ કારણ સમજીને તે માથે ચડાવી, સત્યનું પાલન કરવાની પ્રતિજ્ઞા લઇને ઘરમાંથી બહાર નિકળ્યા. માતા દીકરા સાથે ઘરની બહાર વળાવવા આવી અને જતાં જતાં કહ્યું કેઃ-દીકરા, ખુદાના રસ્તા ઉપર તને મૂકી દઊં છું. પરવર દિગારના માર્ગ ઉપર તને વિદાય કરૂં છુ. જા, દીકરા કયામત સુધી તહારા ઉપર મ્હારો કાંઈ પણ દાવો નથી.

આખરી દિવસે પરવરદિગારની સન્મુખે તહારૂં મુખ ફરીથી જોવાની ઉમેદવાર છું. પરવરદીગાર તાહરી ઇચ્છા પૂરી કરે. તું ખુદાની અખૂટ કૃપા મેળવવાનો અધિકારી થા.

જનાબ અબ્દુલ કાદિર રવાના થયા. ફાતેમાખાતુન વહાલા પુત્રને વિદાય કરીને ઘરમાં પાછાં ફર્યાં.



# બગદાદનો માર્ગ.



હીજરી ૪૮૮ ની સાલમાં ૧૮ વરસની ઉમ્મરે આપણા જુવાન વિદ્યાર્થી પોતાની વહાલી જન્મભુમી તથા માયાળુ માતુશ્રીથી વિખૂટા પડી બગદાદ તરફ રવાના થયા. બગદાદ, જીલાનથી બહુ દૂર હતું તેમજ જવા આવવાના રસ્તા સગવડ ભરેલા નહોતા. બહુ જગોએ માર્ગ પણ નહિ હતો. અનેક જંગલો અને રેતીનાં રણોમાં થઇને મુસાફરોને મુસાફરી કરવી પડતી. તરૂણ ઉમ્મરનો અબ્દુલ કાદર અંતઃ કરણના ઉત્સાહના બળથી અજાણ્યા સ્થળમાં રવાના થવાની હિમ્મત કરી શકયો હતો. તે સમયમાં જયારે કોઈને પરદેશની મુસાફરી કરવી

પડતી ત્યારે રસ્તામાં લુટારાઓના ભયના લીધે ૩૦, ૪૦ કે તેથી પણ વધારે મુસાફરોનો સમુહ એકઠો થતો તે પછી મુસાફરી કરતા અને એજ રીતે વેપારીઓ પણ પોતાના વેપારની સામગ્રીઓ લઇને ટોળેટોળાં એકઠાં થઇને મુસાફરી કરતા. આરબી ભાષામાં આવા સમુહને "કાફલો" કહે છે. જનાબ અબ્દુલ કાદીર આવા એક વેપારી કાફલામાં શામીલ થઇ ગયા હતા.

કોઇ વખતે ઘરના બહાર નિકળેલ નહિ. વળી રસ્તો વિકટ અને પથરા કાંકરાવાળો, સખત તડકામાં અરાકની ગરમ લૂ મુસાફરીમાં માણસને તોબા પોકરાવે છે. આવી સ્થીતિમાં તરૂણ પુરૂષ કાફલાની વચ્ચે ધીમે ધીમે પોતાનો રસ્તો કાપતો હતો. સખત તાપમાં મુખડા ઉપરથી પરસેવાના ટીપાં પડતાં જાય છે, મો લાલ થઇ ગયું હતું અને મુસાફરીના થાકથી આ બાળ મુસાફર શ્રાન્ત થયેલો હતો. આટલું હોવા છતાં પણ પોતાના અંતઃકરણનો ઉત્સાહ તેને દુખનું ભાન થવા દેતો નહોતો. રાત્રીના સમયે તંબુ નાંખી મુસાફરો ઉતારો કરતા હતા તેની એક બાજુએ આપણો તરૂણ મુસાફર પણ સુઇ જતો હતો.

ઘર મુકયા પછી પોતે બહુ દૂર જઇ પહોંચ્યો. જીલાન ઘણુંજ પાછળ રહી ગયું. એક દિવસે રાત્રીના વખતે કાફલો આગળ ચાલતો જતો હતો. ઠંડી હવા આવતી હતી અને મુસાફરો શાંતિથી ચાલ્યા જતા હતા. ચાલતાં ચાલતાં એક મેદાનના મધ્ય ભાગમાં આવી પહોંચ્યા. ત્યાં થોડાં એક વૃક્ષો હતાં અને આ વૃક્ષનો જથ્થો મુસાફરોને બીહામણો લાગતો હતો કારણ આ જગોમાં લુંટારાઓ સંતાઇ રહેતા હતા અને તક મળતાં કાફલાના સૌ માણસોને લુટીને મારી નાખતા હતા. કાફલો બીહામણી હાલતે આ સ્થળ સામે જોઇ રહેલ હતો એટલામાં બહુ દુર એક ઘોડે સ્વાર નજરે પડયો. સોદાગરો પોતાના ઉંટોને જોરથી હાંકવા લાગ્યા. પણ ઘોડે સ્વાર માણસે ઇશારો કરી બીજા માણસોને બોલાવીને તુરતાતુરત કાફલાને ઘેરી લીધો અને જોત જોતામાં આખા કાફલાને લુટી લીધો. સોદાગરો પોતાના પ્રાણ બચાવવા માટે પોતાને સગવડ મળી તેમ નાસી ગયા.

લુંટારાઓ લુટનું કામ પુરૂં કરી ચાલી જતા હતા, અબ્દુલ કાદરની ગરીબ હાલત જોઇને તેના સામે દ્રષ્ટિ પણ કીધી નહિ. પણ પાછળથી એક જણે તેમને પુછયું:— " અરે ઓ માણસ, તારી

પાસે કાંઇ છે કે ? ગરીબ જુવાનીઆએ દીન સ્વરે સરળતાથી જવાબ આપ્યો કેઃ—" હા, ચાલીશ દીનાર છે. " લુટારાએ કહયું, " કયાં છે ? " જવાબ આપ્યો કેઃ—" મહારા અંગરખાના નીચેના ભાગમાં સીવી લીધેલી છે " આ સાંભળી લુટારાએ વિચાર કીધો કે આ યુવક મારી મશ્કરી કરે છે. એટલું કહી તે ચાલ્યો ગયો. થોડી વાર પછી એક બીજા લુટારાએ તેને એજ પ્રમાણે પુછયું અને જનાબે તેને તેનો તેજ પ્રતિઉત્તર આપ્યો. આખરે તે લુટારાએ પોતાના સરદારને આ સઘળી હકીકત કહી. પહેલા લુટારાએ પણ આવાતની સાક્ષી આપી એટલે સરદારને નવાઇ લાગી અને તે યુવકને પોતાની પાસે બોલાવ્યો તે બેઉ લુટારાએ યુવકને સરદાર સનમુખ ઉભો કીધો. આ લુટારાના સરદારનું નામ આહમદ કઝાક હતું.

લૂટારાના સરદાર આહમદે જનાબ અબદુલ કાદિરને પુછયું, અરે છોકરા તાહરા દીનારો કયાં છે ? બતાવ, તેમણે સંકોચ વગર પોતાનો હાથ અંગરખાની અંદરના નિચેના હાથપર મૂકી સીવાઇ કીધેલ દીનારો બતાવ્યા. જુઓ આ મહારી માએ સીવાઇ કરી આપી છે.

લૂટારાના સરદાર આહમદ કઝાકે તે કપડું ફાડીને દીનાર બાહાર કહાડી. બીજા લૂટારાઓ તે વખતે લુટેલા માલની વહેંચણી કરતા હતા, આ સઘળાઓ પોતાનું કામ પડતું મૂકી આ બાળકની સરળ વાત સાંભળવા લાગ્યા.

આહમદ કઝાકે આશ્ચર્ય થઇને પુછયુંઃ—" શા માટે તું સાચી વાત કહીને વિપતિમાં પડયો ? અમો સઘળા તો તને મૂકીને ચાલ્યા જતા હતા. જાણી જોઇને પોતાનો માલ કોઈ લૂટારાઓને દેખાડે છે ? "

અબ્દુલ કાદિરે નમ્રભાવે કહયું—જનાબ, વિદ્યા શિક્ષણ માટે હું બગદાદ જાઉં છું. ઘર છોડયું ત્યારે માહરી માએ આ મોહોરો આપી મને કહેલું હતું કે—" કદિપણ જૂઠું બોલીશ નહિ " એક સામાન્ય નાણા માટે તો શું પણ માહારા જીવના માટે પણ માહારાથી જૂઠું બોલી, માહારી માના ફરમાનનું ઉલંઘન ન થાય. જૂઠું બોલીને જીભને અપવિત્ર કરવાની માહારી ઇચ્છા નથી. ખુદા પણ મિથ્યા વાતને પસંદ કરતો નથી, સત્યજ તેને વહાલું છે. એક દિવસ એજ પરવરદિગાર પાસે ઉભું રહેવું પડશે. જૂઠું બોલનારા; તે સમયે

ખુદાને મેં કેમ બતાવી શકશે ? માટે આ જીવન રહે ત્યાં સુધી હું મિથ્યા તો કહીશજ નહિ. તેટલાજ માટે વિપતિ આંખની સામે ઉભેલી જોવા છતાં હું જૂઠું બોલ્યો નથી.

યુવકની વાત સાંભળીને લૂટારાનો સરદાર આહમદ કજ્જાક ઠંડો થઇ ગયો. તેને પોતાના સ્વરૂપનું ભાન થયું. પોતાનાં કુકર્મોને મૂર્તિ સ્વરૂપ આંખ સામે ઉભેલાં જોયાં. તેના અંતરમાં પરિતાપ થવા લાગ્યો. " એક દિવસે ખુદાની સામે ઉભું રહેવું પડશે " બાળકનું આ વાક્ય તેની છાતી વિંધી નાખવા લાગ્યું. વારંવાર આ વાકય અંતરમાં જાગૃત થવા લાગ્યું અને દીલ થડકવા લાગ્યું. આખરે કજ્જાક એક નાહના બાળકની પેઠે પોકે પોકે રડવા લાગ્યો. ધન્ય છે માહારા વાહલા બાળક, તું તારી માતાનું ફરમાન અમાન્ય કરી શકયો નહિ અને મેં કુકર્મો કરીને આખી જીંદગી કહાડી. ઓ માહારા ખુદા! હવે માહરૂં શું થશે ? હે માહારા વહાલા બાળ, તું મહારો ગુરૂ, તું મ્હને તોબા કરાવ. હવેથી હું આ નીચ કામ કદિ પણ નહિ કરૂં. હે મહારા સંગી ભાઇઓ, આ લૂંટનો સઘળો માલ તમો લઇ જાઓ માહરે એક પાઈ પણ તેમાંથી જોઇતી નથી.

આહામદ કજ્જાક ગદગદ કંઠે તોબા કરવા લાગ્યો અને જનાબ અબ્દુલ કાદીર તરફ લક્ષ કરી કહેવા લાગ્યો, અહો જુવાન તું કોઈ મહાન પુરૂષ છો. તાહરી મારફતે હું આજ ગાહેરાસ્ત ને જાણી શકયો છુ. હવે કહે કે માહારા આ પાપનું પ્રાયશ્ચિત શું ? જનાબ અબદુલ કાદિરે કહ્યું—" હે ટોળાના સરદાર, તોબા કર કાયમનો. વાકયથી દુનિયાના પેદા કરનાર મહાન પરવરદિગારની પાસે માફી માગ. એ દયાળુ શાહ તને માફી આપશે. આજ સુધી લુટેલું દ્રવ્ય તેના માલિકો મેળવી તેને પાછું આપીદે અને તેમને થયેલી નુકશાની પુરી કરી આપ. એ પરવરદીગાર રહીમાનીર રહીમ છે. તને જરૂર માફ કરશે. એ સાંભળીને બીજા લૂટારાઓ કહેવા લાગ્યા " તું સાચો માર્ગ અખ્તીયાર કરે છે એટલે એ માર્ગમાં પણ અમો તને અમારો સરદાર કરીએ છીએ અમો પણ આજથી એ કામ કદિ નહિ કરીએ. આ લૂટાએલો માલ અમારે પણ જોઇતો નથી અમારે પણ પરવરદિગાર પાસે એક દિવસ ઉભું રહેવું પડશે. એટલું કહીને સૌએ એક સાથે તોબા કીધી અને સઘળા સોદાગરોને

બોલાવીને તેમની સઘળી સામગ્રી તેમને પાછી આપી. સત્યનો મહાન મહિમા દેશવિદેશમાં પ્રસરી ગયો. તે સમયમાં આહમદ કજ્જાક એક જબરો લૂટારો ગણાતો હતો અને મ્હોટા મ્હોટા કાફલાઓનો સત્યાનાશ કરીને મહાત્રાસ વરતાવતો હતો. આવો મ્હોટો લૂટારો પોતાનું કામ છોડી સતમારગે વળ્યો તે માટે જનાબ અબ્દુલ કાદિરની ખ્યાતિ સર્વત્ર ફેલાઈ ગઈ. કોઇ કોઇ લેખકો એવું પણ લખી ગયા છે કે આહમદ કજ્જાકે જનાબને પોતાની દીકરી પરણાવી હતી.



## બગદાદ પ્રવેશ.



જનાબ અબ્દુલ કાદર બગદાદમાં આવી પહોંચ્યા. વિદ્યાના શોખીને પહેલેથીજ જાણી રાખ્યું હતું કે તે સમયનાં એક મહાન વિદ્વાન મહાવિદ્ન શેખ હેમાદ બીન મુસલીમ બગદાદમાં હતા અને પોતે ત્યાંજ ઉતરવાનું ધારેલું એટલે તેમના અવાસ પર ગયા.

તે સમયે રાત્રી થઈ ગઇ હતી અને બહુ જોરમાં વરસાદ વરસતો હતો. એટલે સાંજ પડતાંજ શેખ હેમાદના ઘરના દરવાજા બંધ થયેલા હતા. રાત્રીના બતી પણ ન હતી. અબ્દુલ કાદરે આખી રાત દરવાજા બહાર પુરી કીધી.

બીજા દિવસે સવારમાં દરવાજો ઉઘાડતાં સિદ્ધ સાધુ હેમાદે તેમને પાસે બોલાવી પોતાના પાસે બેસાડયા, તેમની વિનતિ સાંભળી એટલુંજ નહિ પણ વિવિધ સુલક્ષણ પુર્ણ સુંદર વદને દ્રઢ સંકલ્પનાં ચિન્હ જોઇને કહ્યું:—"અબદુલ કાદીર આજ જે અમુલ્ય રત્ન માહારા પાસે છે તે જલદીથી તાહારા હાથમાં આવશે. તું તેનો સારો ઉપયોગ કરજે."

અબ્દુલ કાદર તેમની પાસે અભ્યાસ કરવા લાગ્યા. વિદ્યા મનુષ્યના જ્ઞાનને બળવાન કરે છે અને જ્ઞાન સિવાય મનુષ્ય ખુદાને ઓળખી શકતો નથી. ખરાખોટાની વચ્ચેના ફરકને જ્ઞાન

વગર જાણી શકાતું નથી. આવું જ્ઞાન વિદ્યાથી' મળે
અને બળવાન થાય છે માટે વિદ્યા શિખવી એ મનુષ્યની ફરજ
એમ જનાબ અબ્દુલ કાદિર પહેલેથીજ જાણતા હતા. બગદા
અભ્યાસ શરૂ કરવા પછી તેમને નવું જાણવામાં આવ્યું કે
ફકત જ્ઞાનને વધારી બળવાન કરે છે એટલુંજ નહિ પણ ( મ
રૂહાની ) હિંસા દ્વેષ અને સ્વાર્થથી સંકળાયેલા સંસારમાં જર્જ
થયેલા મનુષ્યનું મન કામ, ક્રોધ, લોભ, મોહથી પીડાઇને મૃત
થઈ ગયેલું છે તેની વિદ્યા સિવાય બીજી દવાજ નથી. વિદ્યા શિ
સિવાય માણસને મનુષ્યત્વજ પ્રાપ્ત થઈ શકતું નથી એટલા
જનાબ અબ્દુલ કાદિર કાયમનો વાકયે વિદ્યા શિક્ષણમાંજ
શકિતનો ઉપયોગ કરવા લાગ્યા.

# શિક્ષણ સમયે બગદાદમાં સહન કરેલાં સંકટો.

( ૧ )

બગદાદમાં શિક્ષણ લેતા હતા તે સમયે જનાબ અબ્દુલ કા
નો હાથ એક દિવસે બહુ ખેંચમાં આવી પડયો. રોટલી ખરીદવ
એક પૈસો પણ પાસે ન હતો કાંઈ પણ સગવડ ન થઈ શકવ
પોતે શહેરથી બાહાર " દીવાને કસરા " નામની એક મ્હોટી શ
હવેલી પાસે આવી ચડયા, આ હવેલીમાં માણસની વસ્તી મુ
નહોતી. એક પુરાતનિક મકાન તરીકે ઓળખાણ આપવા તરીકે
હતી. આ મકાનની આસપાસ ભુખથી પીડાતા બીજા ફકીરો
આંટા મારતા હતા. પોતાની હાજરીથી બીજા ફકીરોને નુકશાન
એવું સમજીને જનાબ પાછા શહેર તરફ વળ્યા. રસ્તામાં એક ગીલ
વાસી કોઈ અજાણ્યા શખ્સની મુલાકાત થઈ. ગીલાનવાસ
એમને અબ્દુલ કાદિર તરીકે જાણ્યા પછી કેટલીએક સોના મ્હો
આપી કહ્યું કે આ તમારી માએ આપેલી હતી અને તે ત
આપવા માટે હું તમને બહુ દિવસ થયાં શોધતો હતો. અ

કાદિરે પરવરદિગારનો મોટો આભાર માની પોતાની માતુશ્રીના કુશળ સમાચાર પૂછયા અને સોનામ્હોરો લઇને પેલી જીર્ણ હવેલી તરફ ગયા કે જ્યાં ભુખ્યા ફકીરો રોટલી માટે રાહ જોતા હતા. ત્યાં જઈ દરવેશોને ખૂબ જમાડયા અને પોતે પણ જમ્યા.

( ૨ )

વળી ફરીથી એક વખત ખરચી ખુટી; ખાવાનું કોઈ જગોએથી ન મળ્યું અનેક જગોએ રોટલી માટે પ્રયાસ કીધો પણ સગવડ ન થઈ. આખરે એક મસ્જીદની અંદર જઈ એક ખૂણામાં છાનામાના બેસીને હાથમાં રાખેલી ચોપડી વાંચતા હતા. આખરે ભુખની પીડાથી ચોપડીમાં લક્ષ રહી શકયું નહિ એટલામાં એક પરદેશી જૂવાનીઓ હાથમાં રોટલી અને તરકારી લઇને તેમની પાસે જમવા બેઠો. તેણે તાલબે ઇલ્મ સામે નજર કરી અને બીસ્મીલ્લાહ કરી સાથે જમવા બોલાવ્યા, પણ શરમના લીધે જનાબ તેની માગણી સ્વિકારી શકયા નહિં. ભુખની પીડાથી આંખે અધારાં આવતાં હતાં શરીર અસ્થિર થઈ પડયું હતું. પાસે બેઠેલ મુસાફર મોંમાં રોટલીના ટુકડા એક પછી એક રવાના કરતો હતો આટલું હોવા છતાં લાંબો હાથ કરીને આત્મ સન્માનને લાંછન લગાડવાનું પસંદ કરતા નથી. કેટલી ધીરજ !

અજાણ્યો પાડોસી રોટલીનો ટુકડો મોંમાં ચાવતો ચાવતો બોલ્યો:— સાહેબ, ગીલાનનો રહીશ અબ્દુલ કાદિર અહિ શિખવા આવ્યો છે તેનું ઠેકાણું મને બતાવશો ?

જનાબ અબ્દુલ કાદરે કહ્યું:—હા બતાવીશ પણ મને ખુલાસો કરો કે તમારે તેનું શું કામ છે ?

મુસાફરે કહ્યું:—" હું જયારે બગદાદ તરફ આવતો હતો ત્યારે તેની માએ મને કેટલીએક મોહોરો આપેલી અને કહ્યું હતું કે માહરો દીકરો અબ્દુલ કાદર બગદાદમાં અભ્યાસ કરે છે તેની તપાસ કરીને આ મોહરો તેને આપજે. ભાઈ બગદાદમાં આવીને મેં બહુ તપાસ કરી, મોટા શહેરમાં ફરતાં ફરતાં માહરા ટાંટીયા આવી રહ્યા આખરે થાકીને તેનીજ મોહરમાંથી એક મોહોર વટાવી તેમાંથી

રોટલી અને તરકારી ખરીદ કરીને અહી જમવા બેઠો છું જો તેને પતો લાગે તો તેના પૈસા તેને આપવા છે.

જનાબ અબ્દુલ કાદરે કહ્યું:—જનાબ તે માહરૂં નામ છે તમારી બહુ મહેરબાની થઈ. બોલો, માહરી મા, સારી પેઠે તો છે કે

મુસાફરે કહ્યું:--" ખુદાની મહેરબાનીથી તમારી મા સાર પેઠે છે. લ્યો આ તમારી માએ આપેલા પૈસા અને આ બાકીનુ જમવાનું લઈ મને માફ કરો

અબ્દુલ કાદરે તે લઇને મુસાફરીના ભાતા તરીકે કાંઇક આપી મુસાફરને રવાના કીધો.

( ૩ )

એક વરસે બગદાદમાં મહા ભયંકર દુકાળ પડ્યો. હજાર માણસો અન્ન સિવાય મરવા લાગ્યાં. પાણી વગર ઝાડ પાલો સ સુકાઈ ગયાં. લોકો ત્રાહી ત્રાહી પોકારવા લાગ્યાં. કુમળાં બચ્ચ ભુખની પીડાથી મા બાપની આંખો સામે મરવા લાગ્ય ટાઇગ્રીસ નદીના કીનારા પર થોડી શાક ભાજી થઈ હતી પણ હવે તે પણ સુકાઇ ગઇ હતી. શહેરનાં માણસો ફકીર દરવેશો સા નદિના કાંઠા ઉપર એકઠા થતા કારણ વેપારીઓ મક્કા એક સ્થળેથી બીજા સ્થળે આવજા કરતા હતા એટલે કાં ખાવાનું તેઓની પાસેથી મળવાની ઉમેદ રહેતી. જનાબ અબ્દુ કાદર પણ સૌની સાથે એક વખત નદી તીરે આવી પહોંચ્ય ભુખ્યા લોકો નદીના કીનારા નિચે ઉગેલી શાક ભાજી એકઠી કરત હતા. જનાબ પણ તેમાં મળ્યા અને થોડી લીલોતરી એકઠી કીધી અ ઉંચું માથું કરી જુએ છે તો કેટલાંક લોકો એવાં જણાયાં કે તેમ મુદ્દલ શાક ભાજી મળી નહોતી. એટલે પોતે દિલગીર થયા અ પોતે વીણેલી ભાજી તેઓને આપી દીધી.

જનાબ જયારે બહુ ભુખ્યા થતા ત્યારે પાક કોરાને શરીફ ૩૦ મા સીપારાની આયાત પડતા કે " જરૂર દરેક દુઃખની સા સુખ વળગેલું છે ".

આવાં આવાં અનેક સંકટો વેઠીને પણ જનાબ પોતા અભ્યાસમાં આગળ વધતા હતા. દુઃખથી કિંચિંત માત્ર પાછું પગ ભરતા નહોતા. વિદ્યાનું શિક્ષણ લેવું એ જેનો દૃઢ નિશ્ચય છે, પરં

દિગારની પ્રાપ્તિ એ જેનું લક્ષ્ય બિંદુ છે તેને કોઈ પણ પ્રકારનું કષ્ટ અટકાવી શકતું નથી.

ફીકા શાસ્ત્રના અભ્યાસ સમયે પોતે શિક્ષકની પાસેથી વિષય વિભાગને સમજી લઇને પછી તેનું મનન કરવા શહેરની બાહાર એકાંત સ્થળમાં નિકળી જતા અને ત્યાં રાત દહાડો મનન કરતા હતા.



# હજરતના શિક્ષકો.



આપણા ગઉસુલ આઝમ જનાબ મોટા પીર સાહેબે બગદાદમાં બહુ શિક્ષકો પાસે અભ્યાસ કીધો હતો. ઇરાકવાસી જે આલીમો પાસે પોતે ફિકા શાસ્ત્રનો અભ્યાસ કીધો હતો તેમાંથી કેટલાએક આલીમોનાં નામ મળી શકયાં છે. ( ૧ ) અબુ અલ ઉફા અલીઇબ્ને અકીલ ( ૨ ) અબુ મહોમદ બાન હુસેન બીન અબુ સૈયદ બીન મુબારક મખઝુમી. આ આલમો તે સમયમાં પ્રખ્યાત વિદ્વાન ગણાતા હતા.

આપ જેઓની પાસેથી હદીસ શરીફ શીખ્યા હતા તેમના માહેનાં કેટલાએકનાં નામો પણ મળ્યાં છે. હજરત શેખ અબુ ઘાલેબ મહોમ્મદ બિન હસન બાકલાની, શેખ અબુ સૈયદ બીન અબ-દુલ કરીમ. આપ બહુ ઇલમ જાણતા હતા. પોતાના મદ્રેસામાં આપ ૧૩ પ્રકારના ઇલિમ શીખવતા હતા. ગણિત, ઇતિહાસ, સાહિત્ય, વ્યાકરણ, ભુગોળ, ખગોળ, હદિસ, ફીકા, ઉસુલ, મંતક વગેરે ઇલ-મોના આપ પુરા વિદ્વાન હતા પણ તે દરેક ઇલ્મના શિક્ષકોનાં નામ મળી શકયાં નથી.

કોઇ પણ વિષય સિદ્ધ કરવાનો જેનો દૃઢ નિશ્ચય હોય છે તેને કોઇ પણ અટકાવી શકતું નથી. તે હજારો પ્રકારના વિઘ્નો ભોગવીને પણ ઇચ્છિત વસ્તુને મેળવી શકે છે. જનાબ મોટા પીર સાહેબ તેનું પ્રત્યક્ષ પ્રમાણ છે. કેટલાંએક વરસોની અંદર પોતે

કઠોર સાધનાના પરિણામે હદીશ શરીફ, તફસીર, ફિકા, ઉસૂલ સાહિત્ય, વિજ્ઞાન વગેરે વિષયોમાં સંપુર્ણ વિદ્વતા મેળવીને બગદા નગરમાં એક સમર્થ વિદ્વાન તરીકે ઓળખાવા લાગ્યા. ઇરાનને એક ગરીબ સ્થીતિનો બાળક બગદાદની રાજ્યસભા સુધી પ્રસિ થઇ પડયો.



# રાજદરબાર.



બગદાદની રાજગાદિ ઉપર આ વખતે ખલીફા અલ મોસ્ત બિલ્લાહ હતો. ઇરાનના ગરીબ વિદ્યાર્થીના વિદ્યાનો પ્રકાશ ખલી સુધી પડયો. તેણે એક વખત જનાબને રાજ્યસભા બોલાવ્યા. હજરત તુરતજ દાખલ થઈ ગયા, જન બનો ઘણોજ આદરસત્કાર થયો. મ્હોટા મરતબા આપને બેસવાનું સ્થાન આપ્યું તે પછી ખલીફાએ ઘણોજ ન ભાવથી કહ્યું— "જનાબ આપની વિદ્યા, ધર્મ નિષ્ટા અને કર્ત પરાયણતા સાંભળીને હું બહુ ખુશી થયો છું. મ્હને ઇચ્છા થાય કે આપના જેવા વિદ્વાનની સંગતમાં રહીને બાકીની જીંદગી પુ કરૂં. મને ઉમેદ છે કે આપના જેવા મહાન પુરૂષના દરશનથી બગદાદ લોકો પોતાને કૃતાર્થ થયેલા સમજશે. આ સાંભળીને જનાબ ઉ થયા અને નમ્ર ભાવે ખલીફાને સંબોધીને કહ્યું કે- જહાપના આ ગરીબ માણુસ આપનાં માર્મિક વચન સમજી શકયો નથ મ્હેરબાની કરીને મને સ્પષ્ટ ખુલાસાથી સમજાવવા મહેરબાની કરં કે માહારા જેવા ગરીબની મારફત બગદાદવાસીયોનું શું કલ્યા થઈ શકશે ?

ખલીફાએ જનાબનાં વાકયો સાંભળીને ખુશીભરેલા ચા કહ્યું.-જનાબ આપ એક સમર્થ વિદ્વાન છો જો આપ બગદાદ વડા ન્યાયાસન ઉપર બિરાજવાનું કબૂલો તો બગદાદના લોકો ઉપર મ્હોટો ઉપકાર કીધેલો ગણાય.

ખલીફાએ એટલું કહિને પોતાનું બોલવું બંધ કીધું. સભામાં બેઠેલા સેંકડો લોકો જનાબનો ઉતર સાંભળવવાને ઉત્સુક થઈ રહ્યા હતા. જનાબ બોલ્યા, જહાંપનાહ, આપનો હુકમ માથે ચડાવું છું પણ આ નાચીજ એ કામના માટે તદન અયોગ્ય છે. મ્હોટું જોખમ ભરેલું યાયનું કામ યોગ્ય રીતે કરવાની મ્હારી શકિત નથી. હું તો પરવરદિગારનો એક દાસાનુ દાસ છું અને તેનાજ દાસત્વમાં આ તુચ્છ જીવન પુરૂં કરવાનો નિર્ણય કીધો છે. થોડો સમય એકાંત વાસમાં તેના ધ્યાનમાં નિમગ્ન રહીને તેનાજ કાર્યમાં જીવન અર્પણ કરીને યથાશકિત ઇસ્લામની તેમજ દેશની સેવા કરવી એજ આ ગરીબની ઇચ્છા છે. મને ઉમેદ છે કે આપના જેવા મહાન બાદશાહ તરફથી માહારી આ ઇચ્છાને ટેકો મળશે.

ખલીફાના કાનપર આ અવાજ આવતાં સ્તબ્ધ થઈ ગયો. એક મ્હોટામાં મ્હોટો હોદો માન સાથે આપવા જતાં, તેનો અસ્વિકાર કરી આ સાધુ પુરૂષ ફકત ઇસ્લામની સેવા કરવામાંજ જીવન વ્યતિત કરવાનું ચાહે છે એ જાણીને ખલીફાને બહુ આનંદ થયો અને હજરત મોટા પીરને કહ્યું કે જનાબ તમારા મહાન સંકલ્પની વિરૂદ્ધમાં પડવાની મારી મુદ્દલ ઇચ્છા નથી. આપનો એજ વિચાર હોય તો બેલાશક ઇચ્છા અનુસાર એકાંત નિવાસ કરવો ખુદા તમારી ઉમેદ પૂરી કરે.

આ સાંભળી જનાબ બહુ ખુશી થયા અને આશિર્વાદ આપી ત્યાંથી રવાના થયા.

વાંચનાર, જરા વિચારી જો આ કાંઈ જેવી તેવી મહતા ન ગણાય એક કંગાળ સ્થીતિની વિધવાનો પુત્ર જેણે અત્યાર સુધી લક્ષ્મીની રેલ છેલનું સ્વપ્નું પણ જોયેલુ નહોતું, હજારો આદમી માન મરતબો સાચવવાને એક પગે ઉભા રહે તેવો દમામ પણ અનુભવ્યો નહોતો, લક્ષ્મીના સ્પર્શથી જે મોજમજા ભોગવાય તેની કલ્પના પણ કીધી નહોતી. આ સઘળું એકી સાથે આવી પહોંચતું હતું બગદાદ જેવા મહાન નગરના કાજીનો હોદો તે કલકતાની હાઇકોર્ટના વડાજજની બરાબરી કરે તેવો બલ્કે તેનાથી પણ ઉંચો હતો મ્હોટી ખ્યાતી, પુષ્કળ દ્રવ્યની આવક આ માહેની કોઇ લાલચથી આપણા

હજરતનું દીલ લોભાયું નહિ. એને તો ફક્ત પરવર દીગારનીજ લગની લાગેલી હતી એટલે આ મહાન પ્રેમી આત્મા પોતાના ધારેલે રસ્તેજ વળ્યો હજરત અબદુલ કાદીર, બગદાદના પ્રખ્યાત સાધક હજરત અબૂ સૈયદ મોબારક મકજુમી સાહેબની પાસે તત્વજ્ઞાન શીખ્યા હતા. ખલીફાની પાસેથી રજા મેળવીને ટાઇગ્રીસ નદીના કીનારે ઈરાકના ગંભીર અરણ્યમાં એકાંતવાસ માટે રવાના થયા. અરબસ્તાનના આ વિભાગમાં નદીના કીનારા ઉપર જેમ જેમ આગળ વધતા જાઓ તેમ તેમ અત્યારે પણ વસ્તી ઘણીજ ઓછી છે તો તે વખતમાં તો તે સ્થાન તદ્દન નિર્જન સ્થાનજ હોવું જોઇએ. અલબત હિંદુસ્તાનના ગોદાવરીના કીનારા ઉપરની રચનાનું વર્ણન પ્રાચિન હિંદુ લેખકે કરીને તેની જે રમણીયતા બતાવી છે તેજ લેખકોએ જો ઇરાકના આ વિભાગની મુસાફરી કરી હોતે તો આ સ્થળની રમણીયતાનું પ્રમાણ તેને જરૂર વધારવું પડતે. આવા સુંદર એકાંત સ્થળમાં આપણો આત્મ પ્રેમી મહાત્મા તપો બળમાં શામીલ થયો. તેમને પરવર દિગારની લગની લાગી હતી અને જેને આવી લગની લાગે છે તે પ્રથમ વૃતિની એકાગ્રતા માટે પૂરો અભ્યાસ કરે છે. જેમ મલીન થયેલા કાચની ચીમનીમાંથી પ્રદિપ્તનું તેજ બરાબર જણાતું નથી તેમ અંતઃકરણના આવરણોના લીધે વૃતિ એકાગ્ર થઇ શકતી નથી અને એકાગ્ર વૃતિ સિવાય સાધક, સાધનામાં ફતેહ મેળવી શકતો નથી. આવા આત્મ પ્રિય તપસ્વીને સુખ દુઃખ, અહાર નિદ્રા કોઇ ચિજની પરવા રહતી નથી; તે ફકત વૃત્તિની એકતામાંજ તન્મય થઇ રહેલો હોય છે.

આપણા મહાન જનાબ અબ્દુલ કાદર, પરવર દિગારના સામે અંતઃકરણનો તાર લગાવી આ એકાંત સ્થળમાં નિમગ્ન થઇ ગયા હતા. આવી હાલતમાં કેટલોક સમય જવા બાદ એક મહાન્ તેજસ્વી પુરૂષ જેની દાઢીના વાળ લાંબા વધેલા હતા, શિર ઉપર પણ વાળ વધેલા હતા, ચમકતી આંખો અને બે લાંબા હાથવાળો વિશાળ પુરૂષ તેમની સન્મુખ ઉભેલો જણાયો. હાથમાં મોટી લાકડી ઝાલેલી હતી. સફેદ જામો અંગ ઉપર પહેરેલો હતો. સન્મુખે ઉભા રહી “ અસ્સલામુન અલૈકુમનો અવાજ કરી કહ્યું—કેમ અબદુલ કાદીર, કોઇની પણ સાથે મિત્રતા કરવાને ચાહે છે કે ?

જવાબ આપ્યો-અલબત, જે મ્હારા વિચારનો હોય માહારાજ માર્ગનો મુસાફીર હોય અને માહારા સાથે મિત્રતા કરવા સન્મુખે આવી ચડે તો મોટી ખુશીથી તેના સાથે મિત્રતા કરવા ચાહું છું."

આવનાર પુરૂષે કહ્યું- વારૂ ત્યારે જયાં સુધી હું પાછો ફરૂં ત્યાં સુધી તું અહિંજ રહેજે, આટલું કહી તે ચાલતો થયો.

જનાબ અબદુલ કાદર આશ્ચર્ય પામ્યા, આવા નિર્જન સ્થાનમાં આ કોણ હશે ! હમણાંજ આવું શું આવું વાકય કહી જવાની તેની શું મતલબ હશે ? આવા અનેક તર્ક વિતર્ક કરવા લાગ્યા. એક દહાડો ગયો, બે દહાડા ગયા, અઠવાડીયું ગયું, પખવાડીયું ગયું, અને રાહ જોતાં જોતાં બે ચાર કરતાં બાર માસ ચાલ્યા ગયા એટલે અકસ્માત તે પુરૂષ ફરીથી આવી પહોંચ્યો. "હજી પણ જરા ધીરજ રાખ," આટલું કહી તે પુરૂષ ફરીથી અદ્રશ્ય થઇ ગયો એટલે તો હજરતની અસ્થીરતા વધી પડી અને શારીરીક વૃતિઓ આત્મા સાથે સંગ્રામ કરવા લાગી. હિંદુ શાસ્ત્રમાં દૈવિક અને આસુરિક એ બે વૃતિ કહેલી છે તેવા વિચારોને મળતી સેતાની વૃતિઓ જનાબને અસલ રસ્તાથી ઉતારી નાંખવાને બળ કરવા લાગી પણ આ મહાન પુરૂષે સંપુર્ણ આત્મસંયમ કરી વૃતિઓને કાબુમાં લીધેલી હતી એટલે પોતાના અભ્યાસમાં બરાબર તલ્લિન થઇ ગયા હતા એવામાં અકસ્માત પેલા પુરૂષ આવી પહોંચ્યા અબદુલ કાદર તમારી પરીક્ષા પુરી થઇ છે. તેં વૃતિઓ ઉપર વિજય મેળવ્યો છે. આવ મ્હારા સાથે બેસીને થોડો ખોરાક લે. જનાબે સાથે બેસીને ખોરાક લીધો અને તત્વજ્ઞાન સંબંધી અનેક વાતો કીધી. એવું કહેવાય છે કે આ ઘટના પછી જનાબ અબદુલ કાદરની આંતરીક આંખો એકદમ ખુલી ગઈ.



# અલૌકિક સ્વપ્ન.

ઇરિકના અરણ્યમાં જનાબ એક વખત ઇશાની નમાજ અદા-કરી સૂતા હતા એવામાં એક સ્વપ્નું આવ્યું. સ્વપ્નામાં રસુલે ખુદા ( સ. અ. વ. ) જનાબ પેગંબર સાહેબ ફરમાવા લાગ્યા કેઃ— " સંસારનો ત્યાગ કરીને આવી રીતે ઉપાસના કરવી એ મનુષ્ય જીવનનો હેતુ નથી. ઉઠ ! અબદુલ કાદર ! અરણ્યનું તાહરૂં કામ તેજ દિવસથી પુરૂં થયું છે કે જે દિવસે પેલા પુરૂષ સાથે બેસીને તેં ખાણું લીધું હતું. હવે બગદાદ જા, અને સ્વધર્મના ફેલાવા માટે પ્રયત્ન કર. લોકાને યોગ્ય શિક્ષણ આપ. શિક્ષણનો વિસ્તાર અને સમાજ સેવા એની સાથે સાથે ઉપાસના કરવી તે ઉપાસનાજ સૌથી સારી છે, અને મનુષ્ય જીવનનું મુખ્ય લક્ષ્ય એજ હોવું જોઇએ.

જનાબ અબદુલ કાદીરે કહ્યું કે– યા રસૂલે ખુદા હું ઈરાનનો રહેવાસી છું, માહરી માતૃ ભાષા ફારસી છે; બગદાદ કે જ્યાં અરબી ભાષાજ બોલાય છે, જ્યાં મોટા મોટા આલીમો છે, તેમના સન્મુખે હું એરેબીક ભાષા વિશુધ્ધ રીતે બોલી શકું તેવી નથી. ત્યાં હું શુધ્ધ એરેબીક ભાષામાં વાએજ નસીહત શી રીતે કરી શકું ?

હજરત રસુલીલ્લાહે ( સ. ) જનાબ અબદુલ કાદીરના મુખમાં સાત ફુંકા મારી અને કહ્યું જા ખુદા સા સારૂં કરશે.

ઉંઘમાંથી જાગૃત થતાં વાંતજ જનાબ અબદુલ કાદર જીલાની જંગલમાંથી બગદાદ તરફ રવાના થયા. બગદાદ આવીને પોતાના ગુરૂ હજરત અબુ સઇદ બીન મુબારક મરુજુમીની પાસે આવ્યા. તેઓ તે સમયે બગદાદમાં એક વલી શખ્સ તરીકે હતા. તેમણે જનાબ જીલાનીનો બહુ આદર સત્કાર કીધો અને પોતાના સ્થળની સઘળી સુત્તાજ઼ાબ અબદુલ કાદીરને આપી. મ્હોટા પીરનું આસન મળતાં વાંતજ બગદાદમાં હજારો લોકો જનાબનાં દરશન કરવા આવવા લાગ્યા. જનાબની ખ્યાતી તો લોકોમાં પહેલેથીજ વ્યાપેલી હતી એટલે લોકોના આનંદની સીમા ન રહી.

# વ્યાખ્યાન—વાએજ.



સૈયદ હજરત મહીયુદ્દીનશેખ અબ્દુલ કાદર જીલાની બગદાદમાં સજ્જાદનશીન થયા પછી પહેલેજ ત્યાંની મદ્રેસાના શિક્ષણનું કામ પોતાના હાથમાં લીધું. જે ચીજનો પોતાને મોટો શોખ હતો, જે ચીજની કિમ્મત પોતે જાણી શકતા હતા તે ચીજ ઉન્નતિની ટોચે કેમ પહોંચે તે પ્રયત્ન પોતે કરવા લાગ્યા અને સમય મળતાં મદ્રેસાના આંગણામાં હજારો લોકોને એકઠા કરીને પરવરદીગારના મહિમાનાં વ્યાખ્યાન કરવા લાગ્યા. તેમના અમૃત બાણો શ્રોતાઓની છાતી ભેદી નાખતાં હતાં. તેમના હૃદયના ઉદ્ગારોથી લોકો દિગમુઢ થઇ જતા હતા. લોકોની આંતરીક શકિતઓ હજરતનાં વ્યાખ્યાનો સાંભળીને સતેજ થવા લાગી. ધર્મ જીવન અને કર્મ જીવન બેઉમાં જે શીથીળતા હતી તે દૂર થવા લાગી. જેણે હજરતનું વ્યાખ્યાન એક વખત સાંભળ્યું તે રાત દિવસ તેનોજ વિચાર કર્યા કરતો હતો. જેઓ ફક્ત એકજ વખત હજરતનો ઉપદેશ સાંભળતા તેને બીજું કાંઇ પણ સાંભળવું ગમતું નહોતું. આનું પરિણામ એ આવ્યું કે હજરતના વ્યાખ્યાનમાં હજારો લોકો એકઠા થવા લાગ્યા. લોકોને જગા મળવાનો સંકોચ પડવા લાગ્યો. વળી એવું નહિ હતું કે ફક્ત સાધારણ લોકોજ હજરતના વ્યાખ્યાનમાં આવતા. વ્યાખ્યાનનો વિષય મહાન ગહન રહેતો. તત્વજ્ઞાન સંબંધી ઉપદેશમાં બગદાદમાં મ્હોટા આલીમો પણ હાજર રહેતા હતા. બહુ દૂરના લોકો હજરતનો ઉપદેશ સાંભળવા આવતા હતા અને સૌ કોઇ કબૂલ કરતા કે કુદરતી શકિત સિવાય આવો ઉપદેશ આપી શકાય નહિં.

હજરતના વ્યાખ્યાનની ખ્યાતી સેંકડો માઇલ સુધી ફેલાઈ ગઇ અને દરરોજ સાંભળનારની સંખ્યામાં અસાધારણ વધારો થવા લાગ્યો એટલે જગોની ખેંચ પડવા માંડી તેથી બગદાદના મ્હોટા મ્હોટા માણસોએ મદ્રેસા અને તેનો કંપાઉન્ડ મ્હોટો વિશાળ કરી દીધો. એવું કહેવાય છે કે જેમ મદીના શરીફની મસજીદમાં જનાબ રસુલે ખુદા ( સ. અ. વ. ) એ પોતાના મુબારક હાથથી ઇંટો મુકી

હતી તેમ આ કામમાં મોટા મોટા આલીમોએ અને વિદ્વાનોએ પોતાના હાથથી ઇંટો મસાલો ઉપાડયાં હતાં.

હીજરી પર૮ ની સાલમાં આ મદ્રેસા અને તેના આંગણાનો ચોક તૈયાર થઈ ગયાં એટલે ધર્મ સંબંધી જૂદાં જૂદાં તત્વો લઇને જનાબે વાએજ કરવી શરૂ કીધી. બીજી બાજુએ મદ્રેસામાં શિક્ષણનું કાર્ય પણ બહુજ ઉત્તમ રીતથી ચાલવા માંડયું. હજારો માઇલ દૂરના વિદ્યાર્થીઓ આ મદ્રેસામાં શિક્ષણ લેવા આવતા હતા. મદ્રેસામાં ઘણાંજ સૂક્ષ્મ તત્વોનું શિક્ષણ આપવામાં આવતું હતું. પશ્ચિમની પ્રજા પોતાને કેળવણીમાં હાલ ચડતી સ્થીતિએ પહોંચેલી ગણાવે છે તેની હાલની કહેવાતી ઉચ્ચ કેળવણી તે સમયની ઇસ્લામની કેળવણીના મુકાબલે તૂચ્છકારી શકાય. હજરતના સમયમાં કેળવણીના હેતુ ઉપર ખાસ લક્ષ આપવામાં આવતું. બુદ્ધિ તીવ્ર થાય એજ કેળવણીનો હેતુ તે સમયમાં નહોતો ગણાતો. હૃદય બળ કેમ વધે, હૃદયની લાગણીઓ શી રીતે વિશાળ થાય તે તરફ મુખ્ય લક્ષ આપવામાં આવતું.

સાયન્સના શિક્ષણના બળથી એક વિદ્વાને એવી શોધ કરી કે જેનાથી ઝેરી ગ્યાસ ફેલાવી લાખો માણસોનો અમુક મીનીટમાં નાશ કરી શકાય. આ પ્રકારની વિદ્યાને આ જમાનામાં ઉચ્ચું શિક્ષણ ગણવામાં આવે છે. તેવી વિદ્યા તે કેળવણી કે શીક્ષણની વ્યાખ્યાને તે સમયે એબ લગામણી ગણવામાં આવતી. મનુષ્ય જીવન કઇ રીતે શાંતિથી પૂરૂં થાય અને આ અને પેલી બેઉ દુનિયામાં તેનું કલ્યાણ શાથી થાય આ વિષય તરફ તે સમયમાં મુખ્ય લક્ષ આપવામાં આવતું હતું.

બગદાદમાં મ્હોટા મ્હોટા માણસો હજરતના વ્યાખ્યાનથી ચકિત થઇ જતા હતા. અસંખ્ય યાહુદી અને ખ્રિસ્તિઓ હજરતની વાએજપર ફીદા થઇને ઇસ્લામમાં દાખલ થઇ ગયા હતા.

એક દહાડા કેટલાએક ખ્રીસ્તીઓ જેઓ ઇરાકની ઉત્તરના રહેવાશીઓ હતા તેઓ હજરત ગઉસુલ આજમની પાસે હાજર

થઇને અરજ કરવા લાગ્યા કે:—"અમે બહુ દિવસ થયાં ઇસ્લામમાં દાખલ થવા ચાહીયે છીયે અને તેટલા માટે અમે એવી પ્રતિજ્ઞા લીધી છે કે ચાલુ સમયમાં ઇસ્લામમાં જે જે આલીમો છે તેમાં સૌથી શ્રેષ્ઠ માહાત્માની પાસે જઇને ઇસ્લામ ગ્રહણ કરવો. બહુ દિવસો વીતી જવા છતાં એવા મહાત્માનાં દર્શન અમને થયાં નહિં. એક દહાડો સ્વપ્નામાં હજરત ઇસા અલેહીસ્સલામે અમને ફરમાવ્યું કે તમો બગદાદ જાઓ અને ત્યાં જનાબ ગોસપાકના હુસ્ત મુબારકે ઇસ્લામ અખ્તીયાર કરો. અમે તેટલા માટે આપની પાસે આવ્યા છીયે માટે અમોને મહેરબાની કરી ઇસ્લામમાં શામીલ કરો.

જનાબે તુરતજ તેઓને ઇસ્લામમાં શામીલ કીધા.

---

# વખાણુવા લાયક અદેખાઇ

અથવા

## મહા પરીક્ષા.



સંસારમાં બહુ માણુસો એવાં હોય છે કે એકની વધારે પ્રમાણુમાં ઉન્નતિ થતી જોઇને પોતાના અંતઃકરણુમાં અદેખાઈ પેદા થાય છે. જનાબ ગઉસુલ આઝમનું સન્માન બગદાદ અને ઇરાકમાં એટલી હદ સુધી વધી ગયું હતું કે તેમનાથી વિરૂદ્ધમાં એક શબ્દ કોઇ બોલતો તે સાંભળવાનું લોકો પસંદ કરતા નહોતા. આ સમયમાં બગદાદમાં બીજા પણ સમર્થ આલીમો હતા. આ આલીમોમાંથી એક ટોળું જનાબ ગઉસુલ આઝમના વિરૂદ્ધમાં ઉભૂ થયું કારણુ કે જનાબનું આટલી હદ સુધીનું સન્માન તેઓના માનને હાનીકારક થઇ પડયું. તેઓના દીલમાં અદેખાઇ પેદા થઇ એટલે સૌ કોઇએ મળીને દ્રઢ નિશ્ચય કીધો કે ધર્મ સંબંધી વિષયમાં એક ગંભિર મતભેદ ઉભો કરીને હઝરતના સનમાનને નુકશાન પહોંચાડવું. આ ખબર જનાબ ગોસ પાકને થઇ એટલે તેઓ પોતાના કાર્યમાં વધારે મજ-

બુતી બતાવવા લાગ્યા અને અનેક સમય આપ મ્હોટા મ્હોટા આલી-મોના ઘરપર જઇને તેમના ક્રોધ અને અદેખાઇની શાંતિ કરવાનો પ્રયત્ન કરવા લાગ્યા પણ પરિણામ સારૂં આવ્યું નહિં બલકે તેઓની અદેખાઇ ઉલટી વધારે બળવાન થઇ.

વાએજની સભામાં હજરતનું અપમાન થાય એવા ઇરાદાથી એ સઘળા અદેખા આલીમોએ જુદી જુદી કીતાબોમાંથી એકસો બારીક પ્રશ્નો ચૂંટી કહાડયા અને એક એક જણ એક એક પ્રશ્ન મૂકી સભામાં તેનો ખૂલાસો માંગવા ઉભો રહ્યો. તેઓની પાકી ખાત્રી હતી કે જનાબ ગોસપાક આ સઘળા પ્રશ્નોનું નિરાકરણ કરી શકશે નહિ અને તેમ થયું એટલે શ્રોતા સન્મુખે તેમના માનને ઝંખપ લાગશે અને અમારી ખ્યાતિમાં વધારો થશે.

સ્પર્ધા સંસારની શિક્ષણ શાળામાં એક ઉપયોગી સામગ્રી છે. સંસારમાં એકની વિદ્વતામાં ચડતી જોઇ બીજાએ આગળ વધવા માટે વધારે પ્રયત્ન કરી લાયકાત સંપાદન કરવી જોઇએ પણ એવું ન કરવું ઘટે કે પેલાની ચડતીના રસ્તામાં અટકાવ નાંખીને તેને આગળ વધતા અટકાવવો.

જનાબ ગોસ પાક એક મોટા સિંહાસન ઉપર ચડી વાએજ કરતા હતા એટલામાં પ્રશ્ન કરવાને ચાહનારા આલીમો આવીને એક બાજૂઉપર બેસી ગયા. આવનારાઓ પણ સમર્થ વિદ્વાનો હતા એમાં તો કાંઈ શક નહોતો. આલીમો કેવા વિચારથી આવેલા છે તે જનાબના જાણવામાં આવ્યું એટલે થોડો વખત વાએજ બંધ કરીને શાંત રહ્યા. તે પછી ચમત્કારીક મસ્તક ઉંચું કરીને, અહંકાર અને અદેખાઇ સમાજમાં કેવો મ્હોટો દૂર્ગુણ છે તેમજ તેનાથી મનુષ્ય જીવનને કેવાં ગંભિર નુકશાનો થાય છે, તેમાં પણ મુસલમાનોનો મુસલમાનો પ્રતિ દ્વેષભાવ અને તેમાં પણ સમર્થ આલીમોના દીલમાં આવો દુર્ગુણ, તેના ઉપર એવુ તો અસરકારક અને તેજસ્વી વ્યાખ્યાન આપ્યું કે સાંભળનારાઓ ઉપર તેની અજાયબ અસર થઇ. જે આલીમો મસલા પૂછવા આવ્યા હતા તેઓ તો શરમથી ભોંય ખોતરવા લાગ્યા અને સાએ એક સાથે ઉભા થઇને સિંહાસન ઉપર જનાબ ગોસ પાકના હસ્ત મુબારકનું ચુંબન કીધું. બીજાં લોકો આ ઘટનાનો વધારો ભેદ સમજી શકયા નહિ.

જનાબ ગૌસુલ આજમ સ્મીત હાસ્ય વદને એક એક આલી· મને છાતી પર ચાંપી મળવા લાગ્યા તે પછી દરેકને પોતાના નામથી અવાજ કરી તેમના પ્રશ્ન—મસલા—નો વિસ્તાર પૂર્વક ખૂલાસો કરવા લાગ્યા. આવી રીતે જનાબે એકસો પ્રશ્નનો આશ્ચર્યકારક ખૂલાસા કીધા. ખૂલાસાથી આલેમોના અંતઃકરણમાં સપુર્ણ ખાત્રી થઇ કે અવશ્ય જનાબમાં કોઇ કુદરતી કૌવત છે, પોતાના અંતઃકરણમાં અદેખાઇનો ભાવ હતો તે એકદમ દૂર થઇ ગયો..જનાબના પ્રતિ સન્માનની ભાવના પ્રફુલ્લિત થઇ. જનાબ ગોસ પાકના માટે દિલમાં જે અપવિત્ર ભાવ પેદા થયેલો તેના માટે બહુ પસ્તાવો થવા લાગ્યો.

તે સમયમાં જેઓ વલી અલ્લાહ અથવા પીર બુજર્ગ મધ્યે શ્રેષ્ઠ મનાતા હોય તેને એરેબીકમાં " ગૌસ " કહેતા અને આવા " ગૌસ " માં જેઓ શ્રેષ્ઠ તેમને ગઉસોલ આઝમ કહેતા સઘળા આલીમો અને વિદ્વાનો એ એકઠા થઇને હજરતને ગઉસોલ આઝમ તરીકે કબુલ કીધા.

---

# મહીઉદ્દીન.

હિજરી ૫૧૧ ની સાલમાં હજરત ગઉસુલ આઝમ બગદાદના અમુક રસ્તા ઉપર થઇને ચાલ્યા જતા હતા એવામાં અકસ્માત એક અજાણ્યા પુરૂષે સામા આવીને સલામ કીધી અને કહ્યું કે:—યા હજરત, અનેક કારણોથી ઇસ્લામની દિવસે દિવસે પડતી થતી હતી પરન્તુ દિગારે તમારા જેવા વલી શખ્સને બરાબર સમય ઉપર મોકલીને ઇસ્લામની ઉન્નતિ કીધી. હવે ઈસ્લામ પહેલાંની માફકજ બળવાન અને તેજસ્વી છે, આટલું કહી તેઓ પોતાને રસ્તે થયા. હજરત મસ્જીદમાં પધાર્યા એટલામાં જનાબે અંતરિક્ષથી એક અવાજ સાંભળ્યો " મહીઉદીન ! સલામ, આ દિવસથી જનાબના નામ સાથે મહિઉદ્દીન× વિશેષણ જોડાયું.

હજરત બાળ વયમાં શાફી મહજબમાં હતા અને પાછળથી હમ્બલી મહજબ અખ્તીયાર કીધો હતો.

---

× મહિઉદ્દીન ધર્મને ફરીથી સતેજ કરનાર.

# તરીકાયે કાદરીયા.



હજરતના રસ્તાને સુફી સંપ્રદાયવાળા તરીકાયે કાદરીયાના નામથી ઓળખાવે છે. જનાબના નામપરથી આપની સાધના–રીતીને કાદરીયા કહે છે. આજકાલ બહુ ઢોંગી ફકીરો પોતાને આ તરીકાવાળા તરીકે ઓળખાવે છે.

'કાદરીયા' કરીને એક બીજો તરીકો પણ છે. તેઓની એવી માન્યતા છે કે " માણસ પોતાના દરેક કાર્ય માટે જવાબદાર છે. પાપ કરવું કે પુન્ય કરવું તે માણસની ઇચ્છાના સ્વાધિન છે. પરવરદિગારે સીધે રસ્તે ચાલવા માટે પાક કુરાને શરીફ અને હદીસ શરીફ આપેલાં છે. જ્ઞાન સંપાદન કરી વિવેક બુદ્ધિએ કરીને સારો રસ્તો ઓળખતાં માણસે શીખવું જોઇએ. તેમાં અલ્લાહપાકનો હાથ નથી. ભુલ પોતે કરીને પછી કાને હાથ દઇ કહેવું કે હું શું કરૂં ! ખુદાને મંજુર હતુ તે થયું, આમ ચાલી શકશે નહિ. આવી માન્યતા તે તરીકાની છે. એક બીજો તરીકો છે જેને જબરીયા કહે છે. તેની માન્યતા ઉપરેની માન્યતાથી તદ્દન વિપરિત છે. તેઓ એમ માને છે કે:—દુનિયામાં મનુષ્ય કાંઇ કરી શકતો નથી. સારૂં અથવા માઠું કાંઇ પણ કરવાની માણસની શક્તિ નથી. સુત્રધાર જેમ લાકડાનાં રમકડાં દોરીથી નચાવે તેમ રમકડાં નાચે છે, માણસ પણ તેવીજ રીતે રીતે ખુદાપાકનાં રમકડાં છે; જેમ તે પાક નચાવે તેમ માણસ નાચે છે.

મોટા આલીમોનું એવું માનવું છે કે આ બેઉ તરીકાવાળા ઇસ્લામના ખરા ફરમાનને સમજી શકયા નથી પણ જેઓ શરાહ શરીઅતના પાબંધ છે તેઓના વિચારો આ બે તરીકા માંહેના કોઇ તરીકાના હોય તેથી તેઓ ઇસ્લામમાથી ખારીજ થયેલા ગણાંતા નથી.

જનાબ ગોસપીર ફરમાવી ગયા છે કે ખબરદાર, કાદરીયા જબરીયા પૈકી કોઇ ટોળામાં મળશો નહિ. રોજે કયામતના દીવસે તમારે તસ્કરો હિસાબ આપવો પડશે. ખરેખરા ઇસ્લામી થાઓ. અલ્લાહ પાકના નામપર કુરબાન થાઓ કે તેણે તમોને મુસ્લીમ તરીકે ઓળખાવ્યા છે.

---

# ઇબ્ને જયોજીનો ફતવો.

ગઉસુલ આઝમ જનાબ ગોસ પાક બરાબર પાંત્રીશ વરસ સુધી કઠોર તપસ્યા કરીને જે અમુલ્ય સામગ્રી (નૂરે તૌહિદ) પ્રાપ્ત કરેલ હતી. પોતાના શિષ્યોનું આપે તે તરફ લક્ષ ખેંચેલું હતું મનુષ્યોને હિદાયત દેવા માટે અને મદ્રેસાઓમાં શિક્ષણ આપવા માટે જનાબ ગોસ પાકે પોતાના શિષ્યોને મોકલવા માંડ્યા. ફક્ત થોડાજ સમયમાં આપ તે સમયના સૌ આલીમ ઉલમાઓમાં સૌથી ચડતું માન મેળવી શકયા હતા.

દરરોજ હજારો માણસો આપના હાથે તાબેદારી સ્વિકારવા લાગ્યા અને સંપૂર્ણ પ્રયત્નથી શિક્ષણનો પ્રચાર થવા લાગ્યો. એ સમયમાં ઇબ્ને જયોજી કરીને એક સમર્થ વિદ્વાન બગદાદમાં પોતાના જ્ઞાનનો ચળકાટ ફેલાવી રહ્યા હતા. પોતે સાહિત્ય, ધર્મ, નીતિ વગેરે ઉચ્ચ વિષયોનુ શિક્ષણ આપીને મુસલમાન સમાજનું ગૌરવ વધારે તેજસ્વી કરતા હતા. આપ તે સમયમાં એક મહાન આલમની ગણતરીમાં ગણાતા હતા. મરહુમ જગત વિખ્યાત વિદ્વાન શેખ શાદી આ મહા પુરૂષના શિષ્ય હતા. તેમની વાયેજમાં હજારો લોકો એકઠાં થતા હતાં.

હજરત ગઉસોલ આઝમની તરીકાત શિક્ષા અને વ્યહવાર શિક્ષણ ઉપર ઇબ્ને જયોજીને વિશ્વાસ નહોતો. તેઓ હજરતની શિક્ષા શૈલી અને હજરતના વિશ્વાસને ઇસ્લામથી વિરૂધ્ધ માનતા હતા. જનાબ ગઉસોલ આઝમનો અધ્યાત્મિક પ્રતાપ બપોરના સૂર્યના પ્રમાણે જગતમાં ઉજવળતા ફેલાવી રહ્યો હતો, તે ઇબ્ને જયોજીથી સહન થઈ શકતું નહોતું એટલે તેઓએ જનાબ ગોસ પાક માટે 'કાફર' નો ફતવો જાહેર કીધો અને આ ફતવામાં બગદાદ-મહાનગરીના એક હજાર આલીમની સહી લઇને તે જન સમાજમાં ફેલાવી દીધો. આના લીધે સમાજમાં મોટો ખળભળાટ પેદા થયો આટલું છતાં જનાબ ગોસ પાકનું એક રૂંવાડું પણ ફરકયું નહિ પણ પોતે પોતાના કર્તવ્યમાંજ મચેલા રહ્યા.

આ ફતવાથી હજરતના કાર્યમાં કાંઇ ફેરફાર ન થયો. લોક શિક્ષાનું કાર્ય જેમનું તેમજ ચાલતું હતું એટલે ઇબ્ને જયોજીએ એક પગલું આગળ ભર્યું. જનાબના નામ ઉપર હલકી રચના રચીને "તબલીસે ઇબ્લીસ" ( સેતાનની સેતાની ) એ નામનું એક પુસ્તક બાહાર પાડયું આવી રીતે ઇબ્ને જયોજીએ હજરત વિરૂધ્ધ પોતાની વર્તણુક ચાલુ રાખી જેથી બગદાદના બહુ આલીમો ઇબને જયોજીના સહાયક બન્યા; આટલું છતાં પણ જનાબ ગઉસોલ આજમની કાર્ય-પ્રણાલી ઉપર તેની જરા પણ અસર ન થઇ. આપે કોઇના પણ લખાણનો જવાબ આપ્યો નહિ તેમજ વિરોધીઓ માટે કાફરનો ફતવો પણ જાહેર ન કીધો, પણ પરવર દિગાર પ્રતિ પ્રાર્થના કીધી કે:—હે મ્હારા પરવરદીગાર તું મ્હારા મુસલમાનભાઇને સારી બુધ્ધિ આપ કે જેથી તેઓ સત્ય અસત્યના ભેદને ઓળખી શકે અને એમના ગુનાહને તું માફ કર.

એક રાત્રીએ ઇબ્ને જયોજીએ સરવરે કાયેનાત હજરત રસુલે ખુદા ( સ. અ. વ. ) ને સ્વપ્નામાં જોયા. ઇબ્ને જયોજીએ અરજ કરી કે:—

યા રસુલે ખુદા, પરવર દીગારને શી રીતે ઓળખી શકાય ? જવાબ મળ્યો કે ઇસ્લામના સુપુત્ર અબ્દુલ કાદિરને પુછ; તાહરા મનનું સઘળું સમાધાન ત્યાંથી થશે.

આ પ્રકારનું સ્વપ્ન જોઇ ઇબ્ને જયોજીનો અહંકાર ઉતરી ગયો. પોતે ઠંડાં થઇ ગયા અને તુરતજ જનાબ ગોસ પાકની પાસે જઇને તોબાહ કીધી.

---

## ચમત્કારીક વાકય બળ.

વાકય બળ પણ એક કુદરતી બક્ષિસ હોય છે. તેની સત્તા જગતમાં બહુ બળીવાન ગણાય છે. બાહુ બળની સત્તા વાકય બળ સામે ગણતરીમાં નથી. જનાબ રસુલે ખુદા ( સ. અ. વ. ) આ બળમાં સૌથી વધારે સત્તાધારી હતા. એમનો પ્રત્યેક શબ્દ વિજળીની આઘાતિક શક્તિ પ્રમાણે શ્રોતાના અંતઃકરણમાં વ્યાપક થઇ પડતો હતો.

જનાબ ગોસપાકની વાકયબળની શકિતમાં કાંઇક આવા પ્રકારની કુદ-રતી બક્ષિશ હતી. જનાબ જે જે સ્થળે વાયેજ કરતા ત્યાં આપના મુખમાં જે જે શબ્દો નિકળતા તે સાંભળનારાના અંતઃકરણમાં સચોટ અસર કરી મૂકતા. આપનું એક એક વાક્ય તે સાલેક લોકોના માટે દસ્તુ-રલ અમલ સ્વરૂપ થઇ પડતું. વિદ્વાન વર્ગના શ્રોતાઓ પાસે તેની કિમ્મત કોહિનૂર કરતાં પણ વધારે હતી. જેઓ પાપનો પસ્તાવો કર-નારા હજરતનું વાકય સાંભળતા તેમનાં અંતઃકરણો શીતળ થઇ જતાં ગમે તેવાં દુષ્ટ કામ કરનારાના કાનમાં હજરતના ઉપદેશનું એક વાકય ગયું કે બસ તેની જીંદગીનું સ્વરૂપજ પલટાઇ જતું. યાહુ-દિ કે ખ્રીસ્તીઓ જેઓ હજરતનો ઉપદેશ સાંભળતા તેઓ એક દિલથી ઇસ્લામનાં વખાણ કરતા. દરેક વખતની વાયેજમાં પાક કુરાને શરીફની એક એક આયત લઇને તેનું ઘણીજ સુક્ષ્મરીતીથી અવલોકન કરતા, પાક કુરાને શરીફ અને હદીસ શરીફ સિવાય વાયેજમાં કોઇ દિવસ બીજો વિષય હાથ ધરતા નહોતા. જેઓએ જનાબ રસુલે પાક ( સ. અ. વ. ) ની આ પ્રકારની શક્તિ વાંચેલી હશે તેઓ સહે-લાઇથી સમજી શકશે કે જનાબ ગોસ પાકની વકૃતા શકિતમાં પણ કાંઇક આવાજ પ્રકારની શકિત હતી. આપની વાયેજમાં કોઇ કોઇ-વાર ૧૦-૧૫ હજાર માણસો એકઠાં થતાં અને તેઓ સઘળાં એક સરખી રીતે વાયેજ સાંભળી શકે તેવી રીતે હજરતનું બોલવાનું બળ હતું. એવું પણ કહેવાય છે કે કોઇ કોઇ વાર ૪૦૦ આલેમો હજરતની વાયેજ ને લખવાંમાં રોકાતા હતા. જનાબનાં ઘણાં વ્યાખ્યાનો "ફતૂહલ ગાયેબ" નામના પુસ્તકમાં લખાયેલાં છે.

એક દિવસ એક કારી જનાબ ગોસ પાકની મજલીસમાં બેસીને પાક કલામે શરીફની એક આયત બોલ્યા. હજરતે સાંભળનારાઓને ઉદ્દેશીને કહ્યું:—હે મ્હારા વહાલા સાંભળનારા, આ મર્મ ભેદી આયતનું કાંઇક સવિસ્તર વર્ણન હું તમને સંભળાવવા માગું છું એટલું કહીને લગભગ ૧૩ દિવસ સુધી જનાબે એક આયાતની વ્યાખ્યા સમજાવી. આ વખતે ઇબ્ને જવેજી પણ મીજલસમાં હાજર હતા.

જનાબના વાકય બળનું આકર્ષણ કાંઇ અલૌકીક શક્તિ ધરા-વતું હતું. યાહુદી કે ખ્રિસ્તિ કોઇ હજરતનો ઉપદેશ શ્રવણ કરતા કે તુરતજ ઇસ્લામનો સ્વિકાર કરતા હતા. હજરતનું ભાષણ સાંભળવાથી

બીજા મહજબ ઉપરથી ઇમાન ઓછું થઇ જાય છે આવી બીકથી ધર્મીધિો હજરતનો ઉપદેશ થતો હોય ત્યાંથી બહુ દૂરથી નાસી છૂટ હતા. બગદાદનો તે સમયનો બાદશાહ જનાબની વાયેજમાં બરાબ હાજર રહેતો હતો.

# વિવાહ અને ઘર સંસાર.



હજરત ગોસ પાકના જીવન ચરિત્રના પુસ્તકમાં પોતે ચાર સાથે વિવાહ કરવાની હકીકત જાણી શકાય છે પણ ક્યા વખતે કો કોની સાથે વિવાહ કીધા તે વિગત મળી શકી નથી.

એક વખતે એક માણસે જનાબને પૂછેલું કે એક સામા સંસારી પુરૂષની માફક તમે પણ વિવાહ કરી આ મોહ જાળ કેમ ફસ્યા ?

હજરતે જવાબ આપ્યો કેઃ—ખરી રીતે માહારી વિવાહ વાની ઇચ્છા પહેલે તો નહોતીજ. મનમાં બીહતો હતો કે વિવાહ કરી મોહ જાળમાં ફસાઇશ તો કર્તવ્ય કાર્યમાં ખલેલ પોહોચશે જ્યારે જોયું કે ઇસ્લામમાં વિવાહને સુન્નત ગણેલ છે અને રસુલે ખુદા ( સ. અ. વ. ) પણ આ રસ્તેજ ચાલેલા હતા, એ માહરો વિચાર બદલાયો. સંસારમાં રહીને સંસારથી નિર્લિપ્ત રં એજ મુસલમાનોનું મુખ્ય લક્ષણ છે. જો વિવાહ કરીશ તો કામ અડચણ આવશે આવું સમજીને જે વિવાહ કરતો નથી તે નબ મનનો સમજવો, તેનાથી સંસારનાં યોગ્ય કામો થઈ શકતાંજ ન આવા પ્રકારના સઘળા વિચારોનું ઘણા દિવસ પોષણ કરવા પછીજ વિવાહ કીધા છે. જ્યાં સુધી માહારી સ્થીતિ લાયક નહોતી સુધી મેં વિવાહ કીધા નહોતા. દરેક કાર્ય માટે અમુક સમય ન થયેલા હોય છે. જ્યારે માહારા માટે તે સમય આવી પહોંચ્યો ત્ય મેં વગર વિલંબે વીવાહનું કામ કરી લીધું. ક્રમે ક્રમે ખુદા પાકે આર ઔરત કરવાની તક આપી.

શેખ ઇબ્ને-નાજાર કહી ગયા છે કે જનાબ ગોસ પાકને દીકરા અને ૨૨ દીકરીઓ એમ ૩૫ સંતાન હતાં. વિશ્વાસપાત્ર ખા નાહ મળવાથી તેમનાં નામો અહિં લખેલાં નથી.

# અના સક્તિ.

હજરત ગઉસુલ આજમ સંસારના કોઈ વિષય ઉપર આસક્ત નહોતા. સંયમ શિક્ષણમાં એવાતો કેળવાયેલા હતા કે કોઈ ચીજના અભાવનું દુખ એમને થતુંજ નહોતું. ખાવાનું ન મળતાં ઉપવાસ કરવાની આદતતો આપને અભ્યાસ થઈ ગયો હતો. આખો દિવસ રોઝા રાખી સંધ્યાકાળે સામાન્ય ફળથી ક્ષુધા નિવારણ કરતા. જમવાનો મુખ્ય હેતૂ શું ? આ પ્રશ્ન ઉપસ્થિત કરી પોતેજ જવાબ દેતા કે ભુખનું નિવારણ કરવું અને શરીરની તંદુરસ્તી સંભાળવી. આ બે સિવાય જમવાનો ત્રીજો હેતુ હોઈ શકતોજ નથી. અભ્યાસદ્વારા એક સામાન્ય ખોરાકથી ભુખનું નિવારણ થઈ શકે છે અને આ નિયમનું ઉલ્લંઘન કરી જે માણસ મોજ શોખના ખોરાકની સ્પૃહા કરે છે તે ધર્મથી ઉલટો ચાલેલો ગણાય છે અને ધર્મથી ઉલટા ચાલવું એ બહુ જોખમ ભરેલું છે. વળી શારીરીક તેમજ માનસીક વૃત્તિઓ ઉપર ખોરાકની મોટી અસર થાય છે માટે ખોરાક સંબંધી દરેક માણસે બહુ સાવચેત રહેવાની જરૂર છે.

આપનુ વજુ લાંબો સમય તુટતું નહોતું. ઘણી વાર ઇશાની અને ફજરની નમાજ એકજ વજુથી અદા કરતા હતા. રાત દિવસ પરવરદિગારનીજ ચિંતા કરતા હતા. આપના વિચારનો બીજો વિષયજ નહોતો. બહુ રાત્રીઓ પાક કલામે શરીફના વાંચનમાંજ પસાર કરતા હતા. આપનો સઘળો ભરોસો પરવરદિગાર ઉપરજ હતો. કોઈ દિવસ કોઈની પાસે કાંઈ ચીજની ઇચ્છા કરતા નહોતા, તેમજ પરવરદિગાર સિવાય બીજા કોઈનો ભય કરતા નહોતા. આપનું મન ફકત પરવરદિગારથીજ હમેશા સંતુષ્ઠ રહેતુ હતું.

બગદાદની બાદશાહ દર માસે હજરતને નાણાંની ભેટ મોકલતા હતા પણ આપ કદિ તેનો સ્પર્શ પણ કરતા નહોતા.

જ્યારે બહુ આગ્રહ થતો ત્યારે પોતાના બિછાના નિચે તે રકમ મુકાવતા અને ભુખ્યાને ખવડાવવામાં તે રકમ ખરચી નાખતા.

મદરેસાની પાસે એક વિશાળ મુસાફરખાનુ બાંધેલું હતું તેમાં પરદેશી મુસાફરો અને ગરીબ વિદ્યાર્થીઓ રહેતા હતા. તેમને ખોરાક આપના તરફથી પૂરો પાડવામાં આવતા હતો.

જ્યારે હજરતને કંઈ સંતાન થતું ત્યારે પહેલેજ તેનો હા પકડીને કહેતા કે મારા માટે તું મૃત સમાન છે. એના માટે માહ પાસે સ્નેહ વાત્સલ્ય નથી કારણ પ્રીતિ સ્નેહ એ સૌ માહરી સ્વ ધિનતામાં નથી. એ સઘળું એક મહા શક્તિને મેં અર્પણ કીધે છે તે પાછું લઈ શકતો નથી. એટલુજ નહિ પણ કોઇ વાર આપ સંતાનનું મરણ થતું તો તેનો કિંચિત માત્ર પોતે શોક કરતા નહોત મેહબુબે સોબહાની હજરત અબદુલ કાદર જીલાની એ નીચે પ્રમા કીતાબો લખી મુસલમાન આલીમ પ્રતિ મોટો ઉપકાર કીધેલો છે

( ૧ ) ગનીયતૂલ તાલેબીન

( ૨ ) ફતુહલ માએબ

( ૩ ) સેર્રૂલ અસરાર

( ૪ ) કાસાયદે ગઉસીઆ

એ ચાર કિતાબો એરેબીક ભાષામાં છે.

સિવાય દીવાને ગઉસીયા નામે કાવ્ય ગ્રંથ ફારસીમાં આ લખેલો છે.

એક દિવસ અંધારી રાતના એક ચોર હજરતના ઘરમાં ચોરી કરવા આવ્યો પણ કાંઇ પણ નહિ મળતાં નિરાશ થઇને પાછો જતે હતો. હજરતે આ સ્થીની જોઇ ચોરને બોલાવ્યો, ભાઇ તું નહિ જાણતો હતો કે હું એક કંગાળ ફકીર છું. માહારા ઘરમાં જે તું જોઇએ તે ક્યાંથી મળી શકે ? પણ બેસ, જે કાંઇ માહરા પાસે છે તે તુને આપું. માહારા આગણેથી નિરાશ થઇ પાછો જા તેમાં માહર પણ શોભા નહિ. એટલું કહીને તેને પાણીથી વજુ કરાવી પોતાની સાથે બેરકાત નમાજ પડાવી. હજરતે પરવર દિગાર પાસે દુઆ માંગી કેઃ—હે માહરા ખુદા, હું આ કંગાળને શું આપી શકું ! તાહરા એક સારા રસ્તેથી ભ્રષ્ટ થએલા સેવકને તાહરા દરવાજે ઉભે કરૂં છું, હવે આગળ વધારવો એ તાહરી સત્તાને આધિન છે. જો તાહરી ઇચ્છા થાય તો ચોર સાધુ થઇ શકે છે.

હે રહમાનીર રહીમ, તાહરી દયા સિવાય તેના માટે બીજો રસ્તો નથી. તાહરા તેજથી એનું અંતઃકરણ ઉઘાડું કરી એને સેરાતલ મુસ્તકીમે પહોંચાડી દે. માહરો મેમાન થઇ ખાલી હાથે જાય તેમાં મને શરમાવું પડે છે.

જનાબની દુઆ પરવર દીગારની દરગાહમાં મંજુર થઇ. ચોરનું અંતઃકરણ પ્રફુલ્લીત થઇ ગયું. ચોરની ભવિષ્યની સ્થીતિજ બદલાઇ ગઇ.

---

## મરણ સમય.

હિજરી પ૬ર સાલના રબીઉસ્સાની મહિનામાં જનાબ ગૌસ પાકનું શરીર સુસ્થ થવા લાગ્યું. દિવસે દિવસે સ્થીતિ વધારે ખરાબ થવા લાગી સાધારણ માંદગીએ ભયંકર સ્વરૂપ ધારણ કીધું. એક વખતે જનાબના એક પુત્રે આપને કહ્યું કેઃ—"પિતા ? આજ તમારૂં શરીર મને વધારે ખરાબ લાગે છે. આપના પછી અમારે કેમ વર્તવું તેના માટે કાંઈ ઉપદેશ આપશો કે ?

જનાબે જવાબ દીધોઃ—હમેશાં પરવર દિગાર ઉપરજ સંપુર્ણ વિશ્વાસ રાખો તેનીજ તાબેદારી કરજે, તેના સિવાય બીજા કોઇનો ભય રાખીશ નહિ અને કોઈ પાસે કદી પણ લાંબો હાથ કરીશ નહિ. પરવરદિગાર સિવાય બીજા કોઈની મહેરબાનીનો વિશ્વાસ કરીશ નહિ. તોહીદનું અવલંબન કરી અંતરની શુધ્ધતા કરી શકશે તો પરવર દિગારનો પ્રકાશ અંતરમાંથી કદિ ખસશે નહિ હવે માહારી પાસેથી જા. બીજા કોઈને માહારી પાસે આવવા નહિ દઈશ. હું હવે ખરી રીતે માહરા પાસે નથી. તું ન જાણી શકે તેવાઓની અત્યારે માહારા પાસે હાજરી છે. મને તેમની સાથે વાત કરવા દે. આવી રીતે જનાબ પ૬ર હીજરી રબ્બીઉસ્સાની મહીનાની ૧૭ તારીખે શુક્રવાર ના રોજ રાતના ૯૧ વરસની ઉમ્મરે આ ફાની દુનિયાનો ત્યાગ કરી ગયા..રાતના ગુસલ કફનની ક્રીયા પુરી કરી મદ્રેસાની પાસે બાબલ આજેજ નામની જગાએ આપને કબુર નશીન કરવામાં આવ્યા છે.

હજારો લોકો હજરતના રોઝા મુબારકની જયારત કરવા બગદાદ શરીફ આવે છે. હજરત તે સમયના આલીમોના જેવો પોશાક પહેરતા. બગલમાં ચાદર રાખતા, તેમનાં શરીરના અવયવો મધ્યમ આકૃતિના હતા, છાતીનો ભાગ વિશાળ, મ્હોટું કપાળ, ચળકતી આંખો અને મનોભાવ બહુજ શાંત હતો.

---

# સુફીઓનો વિશ્વાસ.

પાક કલામે શરીફમાં એક જગોએ કહેલ છે કે માહારી સઘળી ઉપાસના, માહરી સઘળી ધાર્મિક ક્રિયાઓ અને માહરૂં જીવન તેમજ મરણ એ સઘળું માત્ર પરવરદિગાર માટે છે, તેનો કોઈ ભાગીદાર નથી. માહરી પૈદાશ તેનાજ માટે છે અને સૌના પહેલાં તેમાં હુંજ આત્મ સમર્પણ કરૂં છુ.

જેઓનું અંતકરણ મનુષ્યપણાંની મલીનતાથી છુટું છે જેમાંથી સઘળી પાશવિક વૃતિઓ છુટેલી હોય છે અને સઘળી પ્રકારની વાસનાનો ક્ષય થયેલો હોય છે—કામ ક્રોધ લોભ મેહ વગેરે દુશ્મનો જેનાથી જીતાગેલા હોય છે તેજ ખરેખરો સુફી કહી શકાય તેઓ પરવરદિગારને હમેશા પોતામાંજ અનુભવે છે. હિંદુઓમાં પણ આવો વિચાર ધરાવનારાઓ બહુ થઈ ગયા છે.

" ધ્યાન ધર ધ્યાન ધર નેત્રમાં નાથ છે,
અંતર ભાળની એક સુરતી.
દેહમાં દરસશે પ્રેમથી પરસશે,
અજબ અનોપમ અધર મૂરતિ. "

આવા પુરૂષોનું જીવન હમેશાં મહા શાંતિમય હોય છે. તેમનું ચિત સદા પ્રફુલ્લત રહે છે. સંસારમાં તેઓ શેઠ પણ નથી અને નોકર પણ નથી. તેઓ સંસારમાં રહેવા છતાં વિરકતભાવે જીવન ગુજારે છે. તેઓ લોભથી કે ભયથી જરા પણ છેતરાતા નથી. તેઓ સત્યનું પાલન કરવા માટે બાદશાહના હુકમનો પણ અનાદર કરે છે, મરણને તેઓ પરવર દીગારની મ્હોટી મહેરબાની સ્વરૂપ માને છે, જેના બંધન સ્વરૂપે કાંઈ હોતુંજ નથી અને પરવરદીગારની મહોબતમાં જેનું હૃદય રાત દીવસ રચ્યું મચ્યું રહે છે તેઓજ ખરેખરા સુફી છે. સુફીઓની માન્યતા ધર્મ શાસ્ત્રના કાયદા કાનુનોનું બંધન નથી, તેમજ જ્ઞાન વિજ્ઞાનનું પણ બંધન નથી. ફકત ચોખ્ખા નિર્મળ ચારિત્રનીજ તેઓને મુખ્ય અગત્ય છે. હા, એ ખરૂં છે કે ધાર્મિક ફરમાનો પાળીને પ્રયત્ન દ્વારા

નિર્મળ ચારિત્ર રાખી શકાય છે. જ્ઞાન શિક્ષણના બળથી પણ ચારિત્ર શાળી થઈ શકાય છે પણ પરવર દિગાર પ્રતિ અગાડ પ્રેમ ઉત્પન્ન થવો અને તે પ્રેમમાં તન્મય થઈ જવું ત્યાં બુધ્ધિ બળની પાયરી વધારે ઉંચી નથી ગણાતી.

સુફીઓનું ચિત રાત દહાડો પરવરદીગારમાંજ લાગેલું હોય છે. તેઓના ઘટમાં નિરંતર તેનીજ ઘંટડી વાગ્યા કરે છે. એક નટ જેવી રીતે દોર ઉપર ચડી નાચતો હોય છે તે વખતે તેનું સંપુર્ણ લક્ષ જેમ દોર ઉપરજ હોય છે તેમ સુફીઓનું લક્ષ નિરંતર એકજ વિચારમાં લાગેલું હોય છે. તેઓના ઉપર સંસારની ગમે તેવી વિપત્તિઓ આવી પડે તેની તેઓ પરવા કરતા નથી પદમના પત્ર ઉપર જેમ જળનું ટીપું રહે છે તેમ સુફીઓનો સંસારમાં નિવાસ તેજ માફક છે. મનુષ્યમાં ખરેખરા મનુષ્યો તેજ છે. તેઓને કોઇનો દ્વેશ હોતો નથી, કોઈ સાથે વેરભાવ હોતો નથી, તેમને કોઈ ચીજનો અહંકાર હોતો નથી, કોઈ જાતનું વ્યસન કે વિલાસ તેમને હોતો નથી કે નથી હોતી કોઈ જાતની આશા. તેઓનું લક્ષ ફકત પોતાના કર્તવ્ય તરફ જ હોય છે, તેઓ આપત્તિમાં ધૈર્ય ધારણ કરે છે, ખુદા પાકની મહોબતમાં દીવાના બની જાય છે. દેશની અને સત્યની સંપુર્ણ ભાવથી સેવા કરે છે. આવા પુરૂષો મરવા પછી પણ પોતાની દૈવિક વાસના આ સંસારમાં મુકી જાય છે અને સાધારણ સમજથી ન સમજી શકાય તેવી રીતે તેઓ મરવા પછી પણ પોતાનાં અધુરાં રહેલાં સાત્વિક કામો પુરાં કરે છે. સંસારમાં કોઈ ચીજનો નાશ થતો નથી એમ હાલની વિદ્યાથી સિધ થયેલું છે. તો આવા પુરૂષોના ઉંચા વિચારો તેમના મરણથી નાશ ન થઈ શકે એ માની શકાય તેવું છે. રાત દહાડો નિરંતર પ્રેમ ભાવના જયાં ઉછાળા માહારી રહી હોય છે ત્યાં ઇચ્છિત વધારે સમિપ આવતું જાય છે.

( ૧ )

જો તું હાલ છે તો એ સાબિત છે કે તું તાહરી પેદાશ પહેલાં પરવરદિગારમાં હતો, હવે તુને એવી ઉમેદ રાખવાનો હક છે કે હું પણાનો નાશ થઈ પાછી અસલ સ્થીતિ પ્રાપ્ત થશે.

( ૨ )

તું નિર્વાહનું સાધન મેળવવા ફાંફાં શા માટે માહારે છે? જેણે આજીવીકાની જામીની લીધી છે તેમાં વિશ્વાસ રાખ.

( ૩ )

પરવર દિગારે તુને જે બુદ્ધિ અને બળ આપેલાં છે તેનો ઉપયોગ કરી તેની જામીનગીરીમાં વિશ્વાસ રાખ. તાહરો ખોરાક પોતે તાહરી પાસે હાજર થશે. મહાસાગરોમાં જેને પચીશ મણ ખાવાનું જોઈએ એવા મચ્છો છે તેને પણ નિરંતર ખોરાક મળે છે તો તાહરો ખોરાક તો માત્ર અરધો શેર છે !

( ૪ )

જ્યાં સુધી પરવરદીગારની રાહમાં આત્માર્પણ નહિ કરી શકાય ત્યાં સુધી તેનો પ્રેમ મેળવી શકાશે નહિ.

( ૫ )

મહાપુરૂષો એક હજાર વરસ સુધી પરવરદિગારની પ્રીતિ સંપાદન કરવામાં ગુજારે અને માત્ર એકક્ષણ જો નાફરમાની કરે તો એક હજાર વર્ષના લાભ કરતાં એક ક્ષણનું નુકશાન વધી જાય છે.

( ૬ )

જે સંયોગોમાં જૂઠું નહિ બોલવાથી રક્ષણ થઈ શકતું નથી આવા સંયોગોમાં પણ જે સત્યનું પાલન કરે તેજ ખરેખરો સત્યવાદી છે.

( ૭ )

જે, પરવરદિગાર સિવાય બીજા કોઈ વિષયમાં આનંદ માને છે તેનો આનંદ અફસોસમાં પલટાઈ જશે.

( ૮ )

નિરંતર પરવરદીગારનો થઈને રહે, નહિ તો બાજી સંકેલી લેવામાંજ લાભ છે.

( ૯ )

'જો સંસારમાં ફસાઈશ તો સંસાર તાહરા પર સવાર થશે અને સંસારથી નિર્લેપ હાલતે રહીશ તો સંસાર ઉપર તું સવાર થઈશ.

( ૧૦ )

દરરોજ એકસો વખત મરીશ ત્યારેજ ખરૂં જીવન પ્રાપ્ત કરી શકાશે અને તે જીવન એવું મળશે કે કદિ પણ મરણ નહિ થાય.

( ૧૧ )

ચેતિજા, મરવાના પહેલાં મરવાનું શીખ. તાહરૂં જીવન તેનેજ સંમર્પણ કરી દે. મોટા બોજો ઉપાડવાનો અહંકાર મુકી દે.

( ૧૨ )

પ્રમાણ દ્વારા પરવરદિગાર ને ઓળખવાની જેઓ વાતો કરે છે તેઓ અજ્ઞાન છે. તેને તેનીજ મારફતે જાણી શકાય છે. સિવાય બીજો રસ્તોજ નથી. સૃષ્ટ ચીજોના પ્રમાણથી તેને શી રીતે જાણી શકીશ ?

( ૧૩ )

સંસારની થોડા દિવસની જીંદગીમાં કદાચ તુને જુખ તરહની પીડા સહન કરવી પડે, તેનાથી ગભરાઈશ નહિ. એમાં પણ ખુદા પાક નો કંઈક ભેદ હશે;

( ૧૪ )

ઇબાદતના જો દશ ભાગ કરવામાં આવે તો તે માંહેના નવ ભાગ તદન એકાંતના છે અને ફકત એકજ ભાગ એવો છે કે જો કોઈ જાણે તો ચિંતા નહિ.

આ સિવાય સોનેરી વાક્યો ઘણાં છે પણ અધિકારી વાંચક સિવાય સાધારણના માટે પાચન નહિ થઇ શકે તેવાં હોવાથી આ સ્થળે આપ્યાં નથી.

જે પુરૂષો રાત દહાડો પરવરદીગારનાજ ચિતવનમાં પડેલા હોય છે તેના માટે મોત એક આનંદદાયક વિસામો છે અને જેઓ સંસારના મોહજાળમાં રાત દિવસ ગુંચવાએલા છે તેઓને મોત મહાભયંકર અને ત્રાસદાયક લાગે છે. સંસારમાં જીવવું એક ફકત મરવાના માટેજ છે. ફેરફાર થવો, એ દુનિયાનો એક મહા નિયમ છે અને દરેક પ્રાણી પદાર્થને આ નિયમ લાગુ પડે છે. માણસનું જે શરીર છે તેમાં પણ દરેક પળે ફેરફાર થતો જાય છે. મોત પણ આવો એક ફેરફાર માત્રજ છે. એટલાજ માટે શમ્સતબ્રીજે એક સ્થળે કહેલું છે કે:—" ગર બ મીરદ મરદુમે મન મન નમીરમ હેચ ગાહ મરકબે દીગર બયાબમ તા બરાં બાશમ સવાર. એટલે કે:—" જો મરશે તો

માહરો ઘેડો મરશે: હું કોઇ વખત મરીશ નહિં—બીજો ઘેડો મળ
તેનાપર સવાર થઇશ. " રૂહ અથવા આત્માનું શરીરથી જૂદા પડવુ
તેનું નામ મોત છે. રૂહ અથવા આત્મા તેનો કોઇ કાળે વિના
નથી થતો અથવા તેનું રૂપાંતર પણ નથી થતું. ઇસ્લામમાં તે
માટે ફકત એટલુંજ કીધેલું છે કે તે ખુદાનો અમ્ર છે. હિંદુઓમાં પ
આત્માને અવિનાશીજ ગણેલો છે. મહા પુરૂષો આ વિષયમાં બહુ ઉં
ઉતરેલા છે. હિંદુઓમાં અદ્વૈત મતવાળાઓ "અહંબ્રહ્માસ્મિ" હું બ્રહ્
છું એવું મહા વાક્ય માને છે. બગદાદ શહેરમાં મનસુર પરવરદિગા
રનો એક મહાન ભકત હતો તે " અનલહક " કહીને તેજ મ
લબનું મહા વાકય ઉચ્ચારી ગયેલ છે. તેના માટે એટલે સુધી કહેવ
એવું છે કે આ વાકયની મતલબ ઇસ્લામના ફરમાનોથી ઉલ
હોવાથી મનસુરને તે સમયના બાદશાહે કેદમાં નાંખેલ હતો. ઉપ
ઉપરી બે દિવસ મનસુર કેદખાનામાં હાજર નહિં જણાવાથી બા
શાહે કારણ પુછ્યું તો મનસુરે જવાબ દીધો કે એક દહાડો હું પો
ખુદાને મળવા ગયેલો હતો અને બીજા દીવસે ખુદા પોતે મને મળ
આવેલ હતો. આવા બોલો સાંભળી બાદશાહે તેને કતલ કરાવી નાંખ્
તો તેનાં લોહીના એક એક ટીપામાંથી અનલહકનો અવાજ આવ
લાગ્યો. શમ્સ તબ્રીજ માટે પણ આજ મતલબની હકીકત છે.

શમ્સ તબ્રાજ પરવરદિગારનો એક આશક ફકિર હતો. ર
દહાડો કબ્રસ્તાનમાંજ પડી રહેતો હતો. એક દહાડો બાદશાહ
દીકરો મરી જવાથી બાદશાહે તમામ શાસ્ત્રકારોને એકઠા કરીને ક
કે તમારી વિદ્યાના બળથી માહરા પુત્રને જીવતો કરો નહી તો તમ
મને મરાવી નાખીશ. શાસ્ત્રકારો આવા કોઇ મહાન નરની શોધ કર
હતા એટલામાં તેઓનું લક્ષ શમ્સ તબ્રીજ ઉપર ગયું એટલે તેઓ
મળીને વિનતી કીધી. જવાબમાં આશક ફકિરે કહ્યું કે આ કામ ક
વધારે વિકટ નથી પણ આ કામ કરવાથી તમો સૌ માહરા દુશ્મ
થઇ પડશો અને મને મરાવી નાંખશો. શાસ્ત્રકારોએ નમ્ર વિનંતિ કરી
જનાબ, આવું કદિ બનશેજ નહિ. એટલે શમ્સ તબ્રિજે છોકર
મુંડદા પાસે આવીને કહ્યું કે:—" કુમ્ બેઇજની " (ઉભો થા માહ
હુકમથી) એટલે છોકરો તરતજ ઉભો થયો. એના " એજ શાસ્ત્ર
રોએ વાધો કઢાવ્યો કે " ઉઠ ખુદાના હુકમથી " આમ કેમ
કહ્યું ? માટે આ કાફર છે એટલે તેની જીવતાં ચામડી ઉતારી નાં

વાનો બાદશાહે હુકમ ફરમાવ્યો. હુકમ સાંભળતાં વાતજ શમ્સ તબ્રીજે પોતાના બદન ઉપર એક ચાબૂક માર્યો એટલે ચામડી શરીરથી જૂદી થઇ પડી અને હાડ માસના લોચાવાળા શરીરથી પોતે ઘણા દિવસ ગુજાર્યા. આવા મહાન પુરૂષો પરવરદીગારની બંદગીમાં દુનિયાના સર્વ વિષયની સાથે પોતાની જાતને પણ ભુલી જાય છે. અસત વસ્તુની સત્તા સંભવતીજ નથી તેમ સત વસ્તુનો કદિ અભાવ સંભવતો નથી. આવા મહા પુરૂષોએ સંપુર્ણ ઇચ્છા સંપુર્ણ શંકા સંપુર્ણ ચેષ્ટા અને સંપુર્ણ નિશ્ચય એ સઘળાનો બુદ્ધિપૂર્વક ત્યાગ કીધેલો હોય છે. તેમના માટે સંસારમાં કાંઇ કરવાપણું રહેતુંજ નથી.

---

# જનાબ ગોસુલ આજમ અને કાઠીયાવાડના મેમણ ગૃહસ્થો.

કાઠીયાવાડ તેમાં પણ ધોરાજી, બાંટવા વાંસાવડ, જેતપુર, ગોંડલ વગેરેના ભાઈઓ છેલ્લા અરધા સૈકામાં વેપારમાં બહુ આગળ વધેલા છે. હિંદુસ્તાનના નાહનાં મોટાં વેપારનાં ઉપયોગી એવાં દરેક ગામોમાં આ ભાઇઓ પુરી હિમ્મતથી વેપાર કરે છે. રંગુન, સાયમ જાવા, બટેવીઆ અને કોલંબો જેવાં હિંદુસ્તાનની બહારનાં શહેરોમાં પણ આ ભાઇઓનો મોહોટો વેપાર છે.

હિંદુસ્તાનમાં ખાનદેશ, વરાડ, નીજામ સ્ટેટ, હિંદુસ્તાનનો દક્ષિણ વિભાગ, મદ્રાસ ઇલાકો, ગંતુર, પુના, ધારવાડ, કોલ્હાપુર, બેંગલોર, સેન્ટ્રલ પ્રોવીન્સ આદિ, બીહાર અને યુ. પીનાં અનેક સ્થળોમાં આ ગૃહસ્થો મોટો વેપાર કરે છે. આ કોમ કેળવણીમાં બીલકુલ પછાત છે એમ કહીએ તો જરા પણ અતિશયોક્તિ કીધેલી ન ગણાય. ગુજરાતી નિશાળોમાં પણ ભાગ્યે ચાર પાંચ ચોપડીનાં પાનાં ફાડેલાં હોય, તો ખુદા જાણે! વાત ચીતના વહેવારમાં પોતે કચ્છી ભાષાનો ઉપયોગ કરે અને ગુજરાતી શિક્ષણ તદ્દન નજીવું એટલે તેઓ ગુજરાતી વાતચીત કરે કે કાગળ લખે તે પણ ભાષાને મારી નાંખવા જેવા લખે છે.

આવું છતાં આ કોમે હિંદુસ્તાનના વેપારનો ઈજારો લીધો છે એમ કહિંએ તો ચાલી શકે. વહેવાર ચલાવવામાં, હિસાબની સફાઇમાં અને હુંડીનો સમય સંભાળવામાં તેની બરાબરી કરે તેવી બીજી કોઇ કોમ નથી. પોતાના માણુસનાં હાથની લખેલી હુંડી એક દિવસ મોડી શીકરાય તેવા દાખલા એક હજારમાં એક માંડ માંડ મળશે તો પછી ન શીકરાય કે પાછી ફરે તેની તો વાતજ શું કરવી?

ખરીદ અને વેચાણ તેમજ વેપારી બુદ્ધિમાં મહા પ્રવિણ છે. માણુસો મારફતે આખા હિંદુસ્તાનમાં વેપાર ચલાવી વિશ્વાસે વાહાણુ ચલાવનારા દિવસે દિવસે ઉન્નતી મેળવતા જાય છે આનું કારણુ શું હશે? આવો પ્રશ્ન બહુ મેમણુ ભાઇઓ પાસે કરતાં એવો જવાબ મળ્યો છે કે અમારી આખી કોમને જનાબ ગોસ પાકનો વસીલો છે. લાખો મેમણો વેપાર કરે છે કે નોકરી કરે છે તેમાં એક પણ વેપારી કે નોકર એવો નહિ હોય કે જનાબ ગોસ પાકના હકને ભુલી જાય. દરેક કંપની કે દરેક દુકાનમાં જનાબના હક નો કાંઇક ભાગ રાખેલો હોય છે અને મોહટા પીરની અગીઆરીમાં આ ભાઇઓના હાથે લાખો રૂપીઆની ખેરાત થાય છે. આ મહાન બુજર્ગવારના વસીલાનું આથી પ્રત્યક્ષ બીજુંં કયું દ્રષ્ટાંત આપવું?



# જાહેરખબર.

સાહેબો,

બનારસ શહેર લગભગ ૩ લાખની વસ્તીવાળું છે. આઉડ અને રોહીલખંડ રેલવેનું મોટું સ્ટેશન છે. ઈસ્ટ ઈંડીઆ રેલવે દીલ્હીથી કલકત્તા ગઇ તે ઉપર મોગલસરાનું જંકશન છે ત્યાંથી બનારસ ૬ માઇલ માત્ર દૂર છે. મોગલસરાથી સહરાણપુર સુધી પંજાબમાં ગયેલી આઉડ રોહીલખંડ રેલવે મોગલસરાથી શરૂ થાય છે. કાશી અને બનારસ કેન્ટોનમેન્ટ એમ બે સ્ટેશનો બ્રોડ ગેજનાં છે તે સિવાય બંગાલ નોર્થ વેસ્ટ રેલવેની મીટર ગેજ લાઇન બટની અને છપરાથી અહિં થઇને અલ્હાબાદ છે એ મીટર ગેજનાં શહેરને લાગુ પડે તેવાં બે સ્ટેશનો છે. બનારસ કેન્ટ અને બનારસ સીટી એ બે મીટર ગેજનાં સ્ટેશનો છે. બ્રોડ ગેજનાં કે મીટર ગેજનાં કોઇપણ સ્ટેશન માટે ભરેલું વેગન સીલબંધ જઇ શકે છે. અમારૂં મુખ્ય કામ આડતનું છે. સોના ચાંદીની અમારી બ્રાંચ જુદી છે. બનારસમા બાજરી, ચણા, ઘઉં, સરસવ, મગ, ઉડદ, મસુરી, મટર, તુવેરલાલ, તુવેર કાબરા, દાગ તુવેરની, કીસારી આખી, દાળ કીસરીની, કાળી સફેદ તીવી, ખસખસ, મેથી વરીયાળી, જીરૂં, ધાણા, લાલ મરચાં, સીંગાડાં, દેશી ખાંડ, ગોળ નાની બટી, દાણાદાર, સુઠીયાં, સરસવનું તેલ, એરડી, અરડીનું તેલ, મંગરોલા વગેરે, બહુ માલની જથાબંધ આવક છે. અહીંથી હિંદુસ્તાનના દક્ષિણ વિભાગમાં તેમજ સેન્ટ્રલ પ્રોવીન્સ અને ગુજરાત કાઠિઆવાડમાં બહુ માલ જાય છે. અહિંના સફેદ મટર અને તલદાણા રંગુન જાય છે, હાજી તારમામદ તઇયબ, હાજી ઇસ્માઇલ નુરમામદ અને ઇસુબ મહમદ અબુવત તેમજ શેઠ જીવાભાઇ ભાણજીની મોટી ખરીદી છે. હાલના સમયમાં આ પ્રકારના વપારનું સુકાન આખા હિંદુસ્તાનમાં મેમણ ભાઇઓના હાથમાં છે. આ સાહસિક કોમ વેપારમાં બહુ બાહોશ અને પોતાના આંટને સમાલનારી છે. " વેપાર વાણિયાનો " એ કહેવત તદ્દન જુઠી થઇ પડી છે. આ સાહસીક ભાઇઓ વેપારમાં અગ્રેસર પદ ભોગવે છે.

અમારે ત્યાં ઘણા હિંદી ગૃહસ્થોની પણ મોટી ખરીદી છે. શેઠ નરોતમ કરશનદાસ દામોદર મોનજી જુનાગડવાળા તેમજ શેઠ

[illegible] કમળસી રાજકોટવાળા, પીતાંબરદાસ [illegible], [illegible] શીકમજી, ખુશ્ચંદ જેઠાભાઇ, [illegible] ગોકળ વઢવાણ [illegible] શેઠ ટોકરસી છગન વીરમગામવાળા, શેઠ વાડીલાલ, શેઠ લહેરચ જોધતાદાસ શાંઅમદાવાદવાળા, શેઠ હિમતલાલ ધનજીભાઇ નડીઆદવા' શેઠ પ્રેમાનંદ પીતાંબરદાસ ડભોઇવાળ, વગેરે બહુ ગૃહસ્થોની અમ ત્યાં ખરીદી છે.

મ્હોટી ખરીદી અમારા મેમણ ભાઇઓની છે. ધોરાજી, બાટવ, ઉપલેટા, ગોંડલ, વાંસાનડ, ધુંવાવ, રાજકોટ, જુનાગડ વગેરેના જાણીતા ભાઇઓનો અમારા ઉપર મોટો ઉપકાર છે.

મુંબાઇમા અમારી આડત શેઠ હાજી ખમીસા બોધાને ત્યાં છે જેમની પહેડી સદરીઆ બજારમાં છે.

અમારૂં તારનું સરનામું "માસ્ટર" છે. હિંદુસ્તાનની તમામ પ્રસિદ્ધ ડાયરેક્ટરીમાં અમારૂં નામ રજીસ્ટર છે. પોતાની જાતનાં વખાણ કરવા એ સભ્યતાથી વિરૂધ્ધ છે, પણ વેપારના કામમાં આવું કાઇક કરવું પડે છે. કામ ઘણું સફાઇથી થાય છે. બનારસમા મછોદરી બાસસર ગંજમાં ધોરી રસ્તાના કિનારા ઉપર પાકી બાંધણીની માળ-વાળી દુકાન અમારી પોતાની છે. નીચે અમારી બેઠક છે અને અમારા ઇસ્લામી ભાઇઓ માટે ઉપર સુવા બેસવાનું છે. દુકાનથી ૩-૪ ફર-લાંગપર મોટા રસ્તા ઉપર એડવર્ડ હોસ્પીટલના સામે બે માળનું પકી બાંધણીનુ રહેવાનું મકાન અમારા ઘરનું છે. તેમજ કેન્ટોનમેન્ટના રેલવે સ્ટેશન ઉપર ૧૫૦૦૦ ગુણી રહી શકે તેવું પાકું ગોદામ અમારા ઘરનું છે.

બનારસમા અનાજનો તોલ ૯૭ તોલાનો છે.

આટલી નમ્ર વિજ્ઞપ્તી સુજ્ઞ વાંચક લક્ષમા લેશે એવી ઉમેદ છે.

**લવજી જીણા માસ્તર.**

મરચંટ અને કમીશન એજંટ.

**બનારસ સીટી.**